# પ્રસ્તાવના.

આપણું શરીર એક જાતનું યંત્ર છે. યંત્રનો અમૂક ભાગ તેની ગતિને લીધે ઘસાય છે. તેમ આપણા શરીરના અવયવો શ્રમથી ઘસારાની જગા પૂરીપાડવા માટે આપણે ખોરાક ખાવાની જરૂર છે.

ખોરાકમાં જુદા જુદા પ્રકારના એવા પદાર્થો હોવા જોઇએ કે તે શરીરના દરેક અવયવોને પુષ્ટી આપી શરીરમાં બળ તથા ગરમી ઉત્પન્ન કરીશકે. (નાઇય)જનવાળા પદાર્થો શરીરનું બાંધ કામ કરે છે. (૨) કારબનવાળા પદાર્થો શરીરમાં ગરમી પેદા કરે છે તથા ગરમી જાળવી રાખે છે તથા તેલવાળા પદાર્થો ચરબી પેદા કરે છે. (૩) જુદી જુદી જાતના ખારો પણ ઉપયોગી છે. સોડા અને પોટાસના ખારો જૂદા જૂદા રસોની વૃધ્ધિ કરે છે. અને લોહીને પુષ્ટી આપે છે. લાઇમના ખારો હાડકાંને જોઇતો નકકર પદાર્થ પૂરો પાડે છે અને મજબૂતી આપે છે.

આપણો મુખ્ય ખોરાક વનસ્પતિનો એટલે જાત જાતના અનાજ, ભાજીપાલો અને ફળ ફળાદિ વિગેનો છે. તેમજ દૂધ અને તેથી ઉત્પન્ન થતાં દહીં, ઘી, મલાઇ અને છાશ વિગેરે પદાર્થો છે. તેમાં ઉપર લખેલા બધા તત્વો સમાયેલા છે તેથી આપણા શરીરનું પોષણ કરવાને આ ખોરાક પૂરતો છે, તેમછતાં આ દેશમાં ક્ષત્રીઓ તથા કોળી, વાઘરી વિગેરની વર્ણના હિંદુઓ, મુસલમાન, પારસીઓ તથા ઇંગ્રેજો વિગેરે જનાવરોનાં માંસનો ખોરાક ખાય છે.

હવે સર્વે ધર્મોના ધર્મશાસ્ત્રમાં હિંસા અને માંસ ભક્ષણ કરવાની મનાઇ કરેલી જણાય છે. ત્યારે આ દુષ્ટ શાથી પડયો હશે

તેવિશે બારીક તપાસ કરતાં જણાય છે કે, દુષ્કાળ અને લડાઇના વખતમાં માણસોને અનાજ નહિં મળવાથી માણસોને જાનવરોનો ખોરાક ખાવો પડયો હશે, અને પછીથી તે તેઓને સ્વાદ્દષ્ટ લાગવાથી સારા વખતમાં પણ એ રીવાજ ચાલુ રહ્યે પછી થોડો થોડો વધતો ગયો હશે. અને હિંસા જે રીવાજ પ્રથમ માંસ ભક્ષણના અર્થે ચાલુ થયો હશે; પછીથી લોકો નિર્દય અને ક્રુર બનવાથી હિંસા કરતાં શિખ્યા હશે. તેમજ જે વસ્તુ પોતાને પ્રિય હોય તે પોતાથી મોટાને એટલે દેવને અર્પણ કરવાનો રીવાજ પડયો હશે. પરંતુ તે તદન ગેરવાજબી અને નુકશાનકારક છે. કારણકે, માંસ મેળવવામાટે પ્રાણીઓની હિંસા કરવી કરાવવી પડે છે તેથી તે પ્રાણીઓનું તથા આપણું અહિત થાય છે માટે મનુષ્યજેવા વિચારવંત પ્રાણી, અપક્ષપાત રીતે ધ્યાનપુરવક પુરતો વિચાર કરીજોશે તો તેમને જણાશે કે વનસ્પતિનો ઉતમ અને નિરદોષ ખોરાક તજી તેને બદલે માંસનો અધમ અને દોષીત ખોરાક લેવાનું વાજબી ધારશે નહીં એમ મારી ખાત્રી છે.

## હિંસા નહિં કરવાવિષે બોધ.

### ગરબી.

( અલબેલીરે અબેમાત, જોવાને જઇએ. એ રાગ. )

જે દિલના ડાહપણદાર, દિલમા દયા ધરો;<br>
જીવતા જીવનો સંહાર, કદીએ કેમ કરો. ટેક.<br>
આપણને જીવવાની આશા, જીવમાં રહેછે જમરે;<br>
પ્રાણી સાને પણ જીવવાની, આશા રહેછે એમ. દિલમાં. ૧<br>
ત્રાસે નાસે અને તરફડે, અતિદુઃખથી અકળાયરે;

જેવી આપણને અંગેપીડા, એવી એ ન થાય. દિલમાં. ૨
હિંદુ, મુશલમાન, પારસી, ખ્રીસ્તી ખરા ગણાયરે;
સૌના શાસ્ત્રોમાં હિંસાનો, દોષ લખ્યો દેખાય. દિલમાં. ૩
માંસ ન ખાવું માણુસજાતે, ઉચરે શાસ્ત્રો એમરે;
તોતે આજ્ઞા ઝટ તોડીને, કરીએ એવું કેમ. દિલમાં. ૪
ધ્યાનદીસે દિલમાં જેને, જન નહિ માણુસ જાનરે;
વિવેક રાખી વાત વિચારો, ભલાભાઇને ભ્રાત. •• દિલમાં. ૫
વિવેકવંત વિલાયતમાં પણ, જે છે જનો સુજાણુરે;
માંસ કદી મુખમાં નથી લેતા, પરના હરવા પ્રાણુ. દિલમાં ૬
પરનાં પ્રાણુહરી પોતાના, પોષે છે જે પ્રાણુરે;
મુવાપછી તેવા માણુસનું, કેમ થશે કલ્યાણ. દિલમાં. ૭
ભારઘણો પશુ ઉપર ભરીને, મારેછે વળી મારરે;
દુરબળ પશુનું દુઃખ નજાણે, એતો પાપ અપાર. દિલમાં. ૮
ખાવાનીતો ખબર ન રાખે, પાણુતક ન પાયરે;
તો તેના નિસાસા લાગે, વિશેષ વિઘનો થાય. દિલમાં. ૯
સરકારે ચોપડીઓ સાતે, બનાવી બાળક માટેરે;
પ્રાણુન તે પીડા નકર્યાનો, ઘણો લખ્યો છે ઘાટ. દિલમાં. ૧૦
ઉત્તમ ધર્મ અહિંસા કેરો, ગણતાં એમ ગણાયરે;
હિંસા એજ અધર્મ અતિશે, જોતાં એમ જણાય. દિલમાં. ૧૧
પવિત્રભવ માણુસનો પામી, કરો વિચારી કામરે;
જેથી સ્વર્ગવિષે સુખપામો, દાખે દલપતરામ. દિલમાં. ૧૨

## મનહર છંદ.

ધર્મ નીતિ રીતિથકી, ભર્ત્તખંડ ભરપૂર;

કાદોકદમીથી જેને, માંસનો ધિક્કાર છે.
બીજાને જે બોધ દેતા, તેહના તનુજો હાલ;
દારૂમાં માંસમાંહી ડુબ્યા, શોચ એ અપાર છે.
યુરોપ ને અમેરીકાખંડમાં સહારી અતિ,
છતાં સુજ્ઞજન ઘણા, માંસ તજનાર છે;
એવા જનતણી એક, મંડળી સ્થાપન થઇ.
મોતી " વેજિટેરિયન, " ધન્ય લક્ષવાર છે.

## श्लोक.

अहिंसा परमोधर्म तथा हिंसा परोदमः ।
अहिंसा परमंदानम हिंसा परमंतपः ॥

## દોહરો.

પરોપકાર કરવાવિષે, જેનો મન લલચાય;
તેવાને અર્પણ કરે, તો કારજ શિધ થાય.

# હિંસા નિષેધક.

હિંસા એ સંસ્કૃત શબ્દ છે અને તેનો અર્થ ( હિંસ– મારવું. ) કોઇ પ્રાણીને જીવથી મારવું એટલે જીવ રહીત કરવું એવો થાય છે. વધ ઘાત, સંહાર. હણવું, મારવું એ શબ્દનો પર્યાય શબ્દ છે.

આ જગતમાં વસેલાં સર્વ પ્રાણીઓના આત્માં આપણા આત્મા જેવા છે, અને એક કીડીથી તે કુંજર ( હાથી ) સૂધીના તમામ આત્મા સરખા છે; માત્ર કાયા નાની–મોટી હોય છે. જેમ દીવાનો પ્રકાશ, સ્થળના પ્રમાણમાં નાનો–મોટો હોય છે, તેમ આત્માનું ચૈતન્ય, પ્રાણીના શરીરના પ્રમાણમાં ઓછું વધતું હોય છે.

માણસનો આત્મા, વાચાશક્તિને લીધે બીજા પ્રાણીના આત્મા કરતાં સુધરતો ગયેલો હોવાથી વધારે ઉંચી પંક્તિનો દેખાય છે; કારણ કે જ્યાં વાચા છે, ત્યાં સમજશક્તિને સુધરવાનું સાધન છે. જનાવરોમાં વાચા નહિં હોવાથી સમજશક્તિ ખીલી તથા વધી શક્તિ નથી. અને સમજશક્તિ ખીલવવાની તેઓને જે કાંઇ થોડી ઘણી તક તે ફકત પોતાના શરીરનું પોષણ તથા આવી પડતી પીડાના ભયમાંથી રક્ષણ કરવાની તજવીજ તથા ઉપાયો શોધી કાઢવામાં આવે છે. શિયાળ, બિલાડી, કાગડા, ઉંદર વિગેરે પ્રાણીઓ જે ઘણી ખરી વેળા આપણને યુક્તિ અને લુચ્ચાઇના દાવ બતાવી છેતરે છે, તે ઉપરના કારણને લીધેજ થાય છે. આ ઉપરથી એટલું તો સેહેજ સમજાય છે કે, દરેક પ્રાણીને થોડી ઘણી સમજશક્તિ તો છે, પણ વાચા નહીં હોવાથી પોતાના શરીરના બચાવ તથા પોષણના માટે

જેટલી અક્કલ વાપરવી પડે છે, તેથી તેઓ વધારે વાપરતા નથી, તેથી તેઓ આપણને તર્કશક્તિ વગરના લાગે છે.

હવે જ્યારે જનાવરોમાં સમજશક્તિ છે, તો પછી તેમને મરવાનો ભય-પિડા કેમ ન હોય? શું કોઇ પશુને લાકડીનો પ્રહાર કરવા જતાં તે ભયભિત થઇ આઘુ-પાછુ થતું નથી? શું પક્ષી બંદુકનો ભડાકો કે હરકોઇ અવાજ સાંભળી, ત્રાસ પામી શોરબ-કોર કરી બેઠેલી જગોએથી ઉડી જતા નથી? શું કોઈ બિલાડી કે સાપને માર્ગમાં જતાં દેખી નાના જનાવરો ટોળે મળી દયામણા શબ્દો કરતાં નથી? શું એક માંકણને ઝાલવા જતાં તે ઝડપથી નાસભાગ કરતો નથી? આ પ્રમાણે માત્ર સાંભળવા કે દેખવાંથી ભય ઉત્પન્ન થાય છે, તો કોઇ પશુને પકડીને કતલખાનામાં છરી કે છરા આગળ લેઇ જતાંજ તેની સમજમાં નહિ ઉતરતું હશે કે અ-મને મારવા માટે લેઇ જાય છે?

ઘણી વખત જ્યારે એક પશુ બીજાં પ્રણીઓને કતલ કરતાં જુએ છે, ત્યારે કસાઇ તેને ગમે તેવી રીતે ઘસડે છે તોપણ તે ત્યાં જતું નથી. તેમજ એક કુતરૂં, ઝેર મિશ્રિત ખોરાક ખાઇ બીજાં કુતરાંને મરતાં જુએ છે, ત્યારે તે, તે ખોરાકની નજીક પણ જતું નથી. હવે જ્યારે કોઇ પશુને તેની મરજી નહિં છતાં ઘસડીને લેઇ જતાં, તેના ટાંટીઆ બાંધી ઉથલાવીને પાડી નાંખે છે અને તેના ચારે ટાંટીઆ ઉપર પગ મૂકે છે, ત્યાં શું તે કતલ કરવાની મતલબ સ-મજી જઇ હાયપીટ નહિં કરતું હશે? મોટે સાદે આરડીને આક્રંદ કરી મૂકે છે, તથા ટાંટીઆ પણ પછાડે છે, પરંતુ કસાઈનું હૃદય, રોજ એવું કામ કરવાથી કઠોર થઇ ગયેલું હોય છે; તેથી તેને તેની

દરકાર રહેતી નથી. જો તેનામાં માણસ સમજે તેવી વાચા હોત તો તે બૂમ બરાડા પાડી તથા કાલાવાલા કરી મોતના પંજામાંથી છૂટવાને બનતા ઉપાયો કરત અને તેથી કતલ કરનાર જરાએ આંચકો ખાઈ પાછો હઠત. પરંતુ એ અવાચકપણાને લીધે તેના ઉપર દયા નહિં લાવતાં માંસના લાલચુ માણસો તેને કઠોર અંત:કરણે તેના ગળે છરી ફેરવી આરિયા,–તુરિયાની પેઠે કાપી નાખે છે. આ વખતે આ બિચારૂં નિરપરાધી પશુ કોડોઘણી વેદના ભોગવે છે અને મરણ સમય છેવટના ઉપાય તરીકે હાય નાંખેછે કે,–" હે અધમ પાપી ! તારા હાલ મારા જેવા થજો !" વળી તે વખતે મનમાં કહેતું હશે કે, અમે ફકત ઘાસ ખાઇને માંસ વધાર્યુંછે તો તેને બદલે અમારી ખાલ ઉતરે છે, તો માંસ ખાઈ માંસ બધાવે છે તેના કોણ જાણે કેવા હાલ થશે ? એક કવીએ કહ્યું:–છે કે " ઘાસ ખાકે માંસ બધાવે, તાકી ઉતરે ખાલ; માંસ ખાકે માંસ બધાવે, તાકા કોણ હવાલ."

આજ પ્રમાણે બિચારાં નિર્દોષ પક્ષીઓ એક ઝાડ ઉપર શાન્તપણે મધુર સ્વરથી કલ્લોલ કરતાં બેઠાં હોય છે. ત્યાંથી તેને ગોળી કે ગલ્લોલ મારી ભોંય પાડી નાંખવામાં આવે છે, ત્યારે તેઓ પાંખો ફફડાવી અસહ્ય વેદનાથી તરફડયા કરે છે, પણ પથ્થર સમ કઠણ કાળજાના મનુષ્યને જરા પણ દયા આવતી નથી.

સો ધિક્કાર તારા મુખને ! હજાર ધિક્કાર તારા હાથને !! ને લાખ ધિક્કાર તારા પેટને !!! કે એ પાપી પેટનો ખાડો પૂરવા અર્થે નિર્દોષ, અને અવાચન પ્રાણીના જીવ લેવા તેઓનાં ઉપર દુ:ખનો વરસાદ વરસાવતાં તારો વજ્ર સમ હાથ પાછો હઠતો નથી. અને તારૂં વિકાળ મુખ, અપવિત્ર માંસનો ખોરાક લેવામાં આનંદ માની, તેના હોઠને લોહીથી ખરડતાં શરમાતું નથી !!!

હે માંસહારી સુઘડ માનવીઓ! તમે સંડાસ અથવા દુર્ગંધી વસ્તુ પાસેથી જતા હો ત્યારે નાક આગળ લૂગડું રાખીને ચાલોછો, તથા ખાવા સારૂ આણેલો વનસ્પતિ પદાર્થ કોઇક બગડી ગયો હોય તો તેના ઉપર અભાવ કરી ફેંકી દોછો, તો આવા મળ મૂત્ર લોહી પરૂથી ઉત્પન્ન થયેલા દુર્ગંધવાળા માંસના ખોરાક પર તમને અભાવ કેમ થતો નથી?

વળી બધા ધર્મોમાં માંસ ખાવાની મનાઇ છે તે વિશે આગળ કહેવામાં આવશે.

આપણા શાસ્ત્રમાં લખ્યું છે. બધા પ્રાણીઓને પોતાનો આત્મા વધારે વાહાલો છે. માટે જીવનદાન જેવું બીજું દાન નથી.

શ્રી મહાભારતના અનુશાસન પર્વમાં કહ્યું છેઃ—

## શ્લોક.

**प्राणदानात्परंदानं न भूतं न भविष्यति ।**
**नह्यात्मनः प्रियतरं किंचिदस्ती हनिश्चतम् ॥**

**અર્થ**—પ્રાણદાનથી બીજુ શ્રેષ્ટ દાન થયું નથી, અને થશે પણ નહિં; કેમકે આ લોકમાં આત્માથી અધીક વહાલું બીજું કાંઇ નથી એ નિશ્ચય છે.*

---

* આ વિષે ઇતિહાસને લગતી એક વાત આ પ્રમાણે છે કે,— "સુલતાન મહમદનો બાપ સબકતગીન, જ્યારે સેજરનો ગુલામ હતો, ત્યારે તેની પાસે માત્ર એકજ ઘોડો હતો, તથા તે નિત્ય શીકાર કરવા જતો. એક દિવસે એક હરિણી પોતાનાં બચ્ચાં સાથે વગડામાં ચર-

જ્યારે તમને એક હડકાયું કુતરૂં કરડવા આવે છે, વાઘ, રૂ
તમારા ઉપર ધસી આવે છે, ત્યારે તો તમારા હાડેહાડ ધ્રુજી જાય,
હાજા નરમ થઇ બેહોશ થઇ પડોછો; પણ આ અવાચક પ્રાણીઓના
જીવ લેતાં તમને જરા પણ દયા આવતી નથી. કદાપિ તમને તાવ કે
સહેજ વ્યાધી થઇ આવે છે, ત્યારે તો તમારા બાપના બાપને પોકારી
બૂમો પાડોછો, પણ આ અવાચક પ્રાણીઓની મરણ-વખતની બૂમો
ઉપર તો તમે બીલકુલ ધ્યાન આપતા નથી; પણ તેમ કરવામાં ત-

---

તી હતી, તે ઉપર તે ધસ્યો; એટલે હરિણી તો નાઠી, પણ તેનું
નાનું બચ્ચું નાશી શક્યું નહિં. તેને પકડીને તેના ચારે પગ બાંધ્યા
અને જીન ઉપર નાંખીને શહેર ભણી ચાલ્યો. તે જોઇને હરિણી તેની
પછવાડે થઇ તથા રોઇને વિનતિ કરતી હોય એમ જણાયું. સબક્ત-
ગીનને તેના ઉપર દયા આવી તેથી તેના પગ છોડી નાખીને નીચે
મૂકી દીધું, એટલે હરિણીની તેની પાસે આવી પોતાના બચ્ચાંને
હેમખેમ જોઇને આકાશભણી મોં કરીને પરમેશ્વરની પ્રાર્થના કરતી
હોય એમ જણાઇ, સબક્તગીન ખાલી હાથે શહેરમાં પાછો આવ્યો
અને રાત્રીની વેળાએ હઝરતપેગંબર તેના સ્વપ્નામાં આવ્યા જણાયા
ને તે જાણે કાંઇ કહેતા હોય એવો ભાસ થયો, તે એ કે—અય
સબક્તગીન ! તેં આ ગરીબ બિચારા અવાચક પ્રાણીના હકમાં દયા ને
ઉદારતા બતાવી, તે દયા ને કૃપાના વસીલાથી તું સત્ત પરમેશ્વરની સમીપ
માં દાખલ થયો, અને તને રાજ્યની બક્ષીસ આપવામાં આવે છે.
અમે તારાથી બહુ રાજી થયા છીએ, માટે તને ઘટે છે કે, જે પ્રમાણે
તેં આ પ્રાણી ઉપર દયા કરી છે તે પ્રમાણે સર્વ પ્રાણી ઉપર દયા
રાખજે." (પાદશાહી રાજનીતિ.)

મારી મોટામાં મોટી ભૂલ થાય છે. માટે હે સત્ય મનુષ્યો! તમે જરા શાન્ત થઇ, પક્ષપાત અને સ્વાર્થબુદ્ધિ તજી દેઇ વિચાર કરો કે, આજ પ્રમાણે કોઇક પ્રાણી તમારો પ્રાણ લે તો તમને કેટલુ બધું દુઃખ થાય છે? અને તે વખતે તમારી કેવી હાલત થઇ પડે છે! તમારા જ્ઞાન રૂપી ચક્ષુ સ્વાર્થ રૂપી પડળથી છવાઇ ગયાં છે તેથી તમને દયાનો માર્ગ સૂઝતો નથી. માટે એ પડળને દૂર કરી તમને કુદરતે બક્ષેલી તર્કશક્તિનો ખરો ઉપયોગ કરો.

આપણે ઉપર કહી ગયા છેએ કે, થોડી ઘણી સમજશક્તિ તો સર્વ પ્રાણીઓમાં હોય છે, પરંતુ ધર્મ-અધર્મ ( પુણ્ય-પાપ ) સમજવાની અને ઇશ્વરની ભક્તિ મનુષ્ય શિવાયના બીજા પ્રાણીઓમાં હોતી નથી; એકલા મનુષ્યમાંજ છે. કારણ કે મનુષ્યમાં વાચાશક્તિ હોવાને લીધે સમજશક્તિ સુધરતી ગયેલી હોવાથી તેમાંથી ઉત્પન્ન થતી તર્ક શક્તિનો તે જોઇને ઉપયોગ કરી શકે છે. અને બીજાં પ્રાણીઓમાં વાચાશકિતની ન્યુનતાને લીધે ઉપર લખેલી શકિત તેઓનામાં બીલકુલ નથી. માટે હે વિચારવંત ભાઇઓ એ તર્કશક્તિવડે તમે પુણ્ય પાપનો વિચાર કરો. ચાણાખ્ય નીતિમાં કહ્યું છે કે,—

## શ્લોક.

**अहारनिद्राभयमैथुनंच । सामान्यमेतत्पशुभीनराणाम ।**
**धर्मोहितेषामाधिकोविशेपो । धर्मेणहीनःपशुभिःसमानाः ॥**

**અર્થ**—અહાર, ઉંઘ, ભય તથા મૈથુન એ ચારે પશુ તથા મનુષ્યમાં સરખાં છે, પણ ધર્મ એજ મનુષ્યમાં અધિક છે. માટે જે ધર્મથી હીન હોય તેને પશુ બરાબર જાણવા.

હવે ધર્મ અધર્મ જાણવાની શક્તિ એટલુંજ માણસમાં વધારે છે તે ન હોય તો તેપણ પશુ સમાન છે, એવું ઉપર કહ્યું છે. તો હિંદુશાસ્ત્રમાં યાશવલ્કય સ્મૃતિમાં ધર્મના મુખ્ય દશ લક્ષણ કહ્યાં છે તેમાં—**अहिंसापरमोधर्म.** કહ્યું છે તો તેનો યથાયોગ્ય તર્કશક્તિથી વિચાર ન કરીએ તો પછી આપણાગાં ને પશુમાં શો ફેર ?

ભાઇઓ—આ પશુખોરાક ખાવાથી માણસોની બુદ્ધિ પશુજેવી થઈ જાય છે. એ બાબત આપણા શાસ્ત્રમાં ઘણે ઠેકાણે કહ્યું છે કે, ખોરાકની અસર વાણી, મન, અને શરીર ઉપર થાય છે તે ખરૂં છે ને આ બાબત એક ચાલતી કેહેવત છે કે, " અહાર તેવો ઓડકાર. " તે ખરૂં છે. અને તેજ કારણથી લોકોની મંદ બુદ્ધિ થઇ ગઇ છે. કારણ તેને વિવેક અવિવેકની શુદ્ધિ રહેતી નથી. સ્વભાવિક રીતે જોતા માંસ અહારી પ્રાણી—ક્રૂર, ઘાતકી અને ઘોજારા હોય છે. અને ઘાસ ખાનાર શાંત હોય છે એ આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ.

હવે સર્વે ધર્મના શાસ્ત્રોમાં એ બાબત શું કહ્યું છે અને તેમાં છુટ છે કે મનાઈ છે તે તપાસીએ.

## પ્રથમ હિંદુશાસ્ત્ર તપાસીએ.

યાજ્ઞવલ્કય સ્મૃતિમાં કહ્યું છે કે,

## श्लोक.

**अहिंसा सत्यमस्तेयं शौचमिंद्रिय निग्रहः ।**
**दानंदयादमः क्षान्तिः सर्वेषां धर्म साधनम्ः ॥**

અહિંસા, સત્ય, ચોરી ન કરવી, પવિત્રતા, ઇંદ્રિયનિગ્રહ, પરોપકાર, દયા, મનનું દમન, તથા ક્ષમા એ નવ સર્વને ધર્મના સાધનો છે.

વળી વિચારદૃષ્ટિથી માલમ પડેછે કે, જેવો આપણો જીવ આપણને વહાલો છે તેવો બીજા પ્રાણીઓને પણ છે. એમ ન સમજશો કે મોટા પ્રાણીઓને અથવા મનુષ્યોને વધારે વહાલો હોય અને નાના પ્રાણીને થોડો વહાલો હોય. શ્રીમહાભારતના અનુશાસન પર્વમાં કહ્યું છે કેઃ—

## શ્લોક.

प्राणायथात्मनाऽभीष्टा भूतानाम पितेतथा ।
आत्मौपम्यनमंतव्यं बुद्धिमद्भि कृतात्मभिः ॥

જેમ પોતાના પ્રાણ પોતાને વહાલા છે, તેમ પ્રાણીઓને પણ હશે, એમ પોતાની ઉપમાવડે બુદ્ધિમાન જ્ઞાનીઓએ વિચારવું, વળી શ્રી મહાભારતના અનુશાસન પર્વમાં કહ્યુ છે કેઃ—

## શ્લોક.

नहिप्राणात्पिपतरंलोके किंचन विद्यते ।
तस्मादयांनरःकुपादियथात्मीनतथापरे ॥

જગતમાં પ્રાણથી વધારે વહાલું બીજું કોઇ નથી. માટે મનુષ્યે પોતાની પેઠે બીજા ઉપર દયા રાખવી.

દયા ધર્મનું મૂળ છે એમ સઘળા ધર્મશાસ્ત્રમાં કહ્યું છે, તેમજ મોઢેથી પણ લોકો બોલે છે ખરા પણ તેનો ખરો અર્થ સમજતા નથી એમ જણાય છે. દયાનો ખરો અર્થ એ છે કેઃ—કોઈ પ્રાણીને દુઃખી દેખી મનમાં જે અરે ઉપજે તે. મતલબ કે કોઇ પ્રાણીને દુઃખ દેવું નહિં અને કોઈ દુઃખી થતું હોય તેને દુઃખમાંથી છોડાવવા પ્રયત્ન કરવો.

જનાવરોમાં પણ દયાની લાગણી હોય છે જેથી તેઓ બીજાને દુઃખમાંથી છોડાવવાનો યત્ન કરે છે. એક બિલ્લાડી જ્યારે કોઇ ચકલી કે કાગડા વિગેરે પક્ષીના બચ્ચાંને પકડે છે ત્યારે બધાં પક્ષીઓ કેવા ચિંચિંના પોકાર કરી પોતાની લાગણી દરશાવે છે, ને બિલ્લાડીને ચંચુપ્રહાર કરે છે. આ ઉપરથી અનુમાન થાય છે કે, જનાવરોમાં પણ લાગણીનો ગુણ હોય છે. પરંતુ તેનો ઉપયોગ કરવાના સાધનો તેમને નહિં હોવાથી કોઇ પ્રાણીને દુઃખમાંથી છોડાવવાને શક્તિમાન થઇ શકતા નથી. માણસોને એવા સાધનો હોવા છતાં જેઓ તેનો ઉપયોગ કરતા નથી તેઓને જનાવરથી હલકા ગણવા જોઇએ.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે, માણસોએ પ્રાણી માત્ર ઉપર દયા રાખવી જોઇએ. અને જેના કોઠામાં દયા છે તેને આ લોકમાં તથા પરલોકમાં સારૂં ફળ મળ્યા વગર રહેતું નથી. માટે માણસોએ પ્રાણી માત્ર ઉપર દયા રાખી કોઇ પ્રાણીને મરણાધિન કરવું નહિં. કારણ કે પ્રાણી માત્રને સર્વ દુઃખ કરતાં મરણનું દુઃખ વધારે છે તેથી તે તેઓને પણ અપ્રિય લાગે છે. દાખલો—એક ઘરડામાં ઘરડી સો વરસની ડોશી, આધિ, વ્યાધિ ને ઉપાધિથી પીડાતી, અસક્તપણે ટૂટમૂટ માંચામાં પડી હોય, અને મોઢેથી બરાડા પાડી મરણ ઇચ્છતી હોય. તેવામાં એક સાપ તેના માંચા ઉપર ચઢે તો તે એકદમ બૂમ પાડી માંચામાંથી અશક્ત છતાં કૂદી ભોંય પડશે. અહાહા ! મરણ કેટલું બધું અપ્રિય ? વળી કોઇ માણસને આપણે તું મર એમ કહીએ છીએ તો તેને કેટલું માઠું લાગે છે ? આ ઉપરથી સિદ્ધ થાય છે કે, માણસ માત્રને મરણ અપ્રિય હોય છે, અને તેજ પ્રમાણે બીજાં પ્રાણીઓને પણ હોય છે. શ્રી મહાભારત અનુસાસન પર્વ કહ્યું છે કેઃ—

## શ્લોક,

**अनिष्टं सर्वभूतानां मरणं नाम भारत ।**
**मृत्युकालेहि भूतानां सद्यो नामातिवेपथुः॥**

પ્રાણી માત્રને મરણ અપ્રિય છે, કારણ કે મરણ સમયે તેને તત્કાળ કંપ થાય છે.

વળી મરણ અપ્રિય હોવાના મુખ્ય કારણો નીચે મુજબ—

૧ મરણ સમય ઘણી વેદના થાય છે.

૨ સર્વ પ્રાણીઓમાં આનંદ રહેલો છે, જેથી તેમને જીવવાની ઘણી હોંશ હોય છે.

૩ પોતપોતાંના કુટુંબમાં ઘણો સ્નેહ બંધાયલો હોવાથી એક બીજાનો વિયોગ થતાં ભારે દુઃખ ઉત્પન્ન થાય છે. જે પ્રત્યક્ષ આપણા અનુભવમાં આવે છે.

એ વિગેરે કારણોથી પ્રાણી માત્રને મરણ અપ્રિય લાગે છે, તેમ છતાં અરે હિંસક મનુષ્યો ! તમે કેવળ તમારા સ્વાર્થના અર્થે જનાવરોની હિંસા કરી તેમને તેમના અમૂલ્ય જીવતરથી ચૂકાવોછો તથા તેમની સ્ત્રી, નર અને બચ્ચાનો વિયોગ પડાવોછો. એટલુંજ નહીં પણ તેમની માદાઓને મારી તેમનાં ધાવતાં પ્યારાં બચ્ચાંને તેમની માના દૂધ વિના રીબાતાં કરોછો કે તેઓ આખરે બહુ દુઃખી થઇ મરણ પામેછે. તો એવા અઘોર પાપાચરણનાં દુષ્ટ ફળ તમે પામ્યા વગર રહેશો નહિં. કહેવત છે કે, “ કરે તેવું પામે, અને વાવે તેવું લણે.” “જેવી કરણી તેવી પાર ઉતરણી” મતલબ કે જો તમે સુકૃત કરશો તો મુઆ પછી સદ્ગતિ પામશો અને દુષ્કૃત કરશો તો દુર્ગતિ પામશો, એ નક્કી સમજજો.

હવે કેટલાક માંસ અહારી એવો આક્ષેપ કરે કે, અમે તો પૈસા ખરચીને લેઇએ છીએ. અમે કાંઇ મારવા જતા નથી તો અમને શાનું પાપ લાગશે? તો તેનું સમાધાન જે;—જેમ માંસનો અહાર ઓછો થાય તેમ હિંસા થોડી થાય. મતલબ કે માંસના ઉપયોગના પ્રમાણમાં હિંસા થાય છે. માટે માત્ર માંસ ખાનારને પણ હિંસાનું પાપ લાગે છે. જેમ ચોરી કરનાર ગુન્હેગાર છે તેમ ચોરીનો માલ રાખનાર તથા તેમાં અનુમતિ આપનાર પણ ગુન્હેગાર છે. તેમ માંસ ખાનાર, હિંસા કરનાર, રાંધનાર વિગેરે પણ પાપી છે. તે વિશે મનુસ્મૃતિના ગૃહસ્થાશ્રમનામના પચંમ અધ્યાયના ત્રીજા ભાગમાં નીચે લખેલા ઘાતક એટલે મારનાર છે.

## श्लोक.

अनुमन्ताविरासितानिहन्ता क्रयाविक्रयी ।
संस्कर्ताचोपहर्ताचखवादश्चेति घातकः ॥
[ खादकश्चेति घातकः॥ ]

### અર્થ.

**अनुमन्ता**—કોઇ પ્રાણીને મારીનાંખવાનો અભિપ્રાય આપનાર.
**विराशिता**—પ્રાણીના કડકા કરનાર.
**निहन्तां**—પ્રાણીને મારી નાખનાર.
**क्रयविक्रयी**—પ્રાણીનો માંસ વેચનાર તથા ખરીદ કરનાર.
**संस्कर्ता**—માંસને રાંધનાર.
**उपहर्ता**—માંસને ઉપાડી લાવનાર. ( પીરસનાર )
**खादक**—માંસ ખાનાર.

ઉપર લખેલા સઘળાઓને મારનાર કહ્યા છે, મતલબ કે તેઓને હિંસા કરવાનું પાપ લાગે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે વેચાતું લઇ અગર બીજા પાસે હિંસા કરાવી માંસ ખાનારને પણ પાપ લાગે છે.

આ સાંભળીને સુધારાવાળાં કહેશે કે, અમે થોડોજ પ્રત્યક્ષ વધ કર્યો છે? માંસ આપવું, લેવું, પકાવવું, ખાવું વિગેરેમાં અમારો ગુન્હો શાનો? Manu 'was foolish enough to law down such a rule ? (આવા નિયમનું બંધારણ કરનાર મનુ મૂર્ખ હતા) પરંતુ હે મિત્રો! જે કાયદાનો આપણા ઉપર અમલ ચાલે છે, અને જેના ઉપર આપણો પૂર્ણ વિશ્વાસ છે તે કાયદાના તત્વ પણ એવાં છે. જુઓ કે જ્યારે કોઇ ઠેકાણે ખૂન થાય છે, ત્યારે મારવા ધારેલાને એક માણસ પ્રથમ યુક્તિથી બોલાવી મુકરર કરેલી જગોએ લઇ જાય છે, બીજો તેને પંખાથી પવન નાંખે છે, ત્રીજો ઘણા આદરભાવથી તેની જોડે મીઠી મીઠી વાતો કરે છે, ચોથો તેને નિંદ્રાવશ કરવાને તેના ઉપર ગુલાબજળ છાંટે છે, પાંચમો તેજ કારણ માટે સતાર વિગેરે મોહક વાદ્ય વગાડે છે; અને છઠો તેને ઉંઘ આવ્યા પછી તલવારવડે તેનું ગળું ઉડાવી દેછે. તો આ પ્રમાણે ખૂન કરવામાં જુદા જુદા પ્રકારથી મદદગાર આ છએ જણને ન્યાયાધિશ કાયદાથી અપરાધી ઠરાવશે કે નહિ? ઠરાવશેજ. કારણ તે છએ જણાનો હેતુ એકજ હતો. અને કાયદાનું તત્વ એવું છે કે, પાપ અથવા પુણ્ય એ વિશેષે કરીને હેતુ ઉપર આધાર રાખે છે.

હવે કોઇ એવી આશંકા કરે કે, જ્યારે પ્રાણીની હિંસા કરવાને શાસ્ત્રોમાં મના કરી છે તો પછી દેવી પાસે પ્રાણીઓ મારવામાં આવે છે; તેમજ યજ્ઞમાં હોમ કરી માંસ ખાવાની છુટ કેમ દીધી હશે?

તો તેનો સમાધાન આ છે કે, ઘણાખરા દેવીભક્તો પછી બ્રાહ્મણ, કે હે ગમેતે વર્ણના હોય તેઓ વામ મારગી હોયછે, તેઓએ જીવના સ્વાદની લાલચે શાસ્ત્રોના અર્થને ઉલટાવી અર્થ કર્યાછે તે બાબતના પુરાવાનો એક શ્લોક હું આગળ ટાંકીશ, પણ હાલ આપણે એટલુંજ વિચારવું જોઇએ કે એજ ભક્તો જ્યારે દેવીની સ્તુતિ કરે છે ત્યારે હે દેવી! જગતજનની, વૈશ્નવી ભગવતિ, વિગેરે શબ્દો બોલે છે તે ઉપરથીજ વિચારવું જોઇએ કે, "જગતજનની" એટલે જગતની પ્રાણી માત્રની માતા થઈ. માતા પોતાના પુત્રોનું માંસ અને લોહી ભક્ષ કરે તે માતા શી રીતે કહેવાય. તેતો દુષ્ટ રાક્ષસી, પીશાચિની કહેવાય. વળી વૈશ્નવી, ભગવતી તેને માંસનું ભોજન સંભવેજ કેમ? માટે વામમાર્ગીઓજ પાછળથી અંદર ઘુસાડી દીધેલું ને પછી તો ગતાનુગત ચાલ્યું તે ચાલ્યું. હવે વામમાર્ગીઓ કેવીરીતે અર્થ ફેરવી અનર્થ કરે છે તેનો એકજ દાખલો ટાંકુંછું તે વિચારમાં લેવા જેવો છે.

વામમાર્ગ શાક્તના તંત્રશાસ્ત્રમાં કહ્યું છેકે:—

## શ્લોક.

**गोमांसंभक्षयन्नित्यं पिबेदमरवारुणीम् ।**
**कूलीनंतमहंमन्येईत कूलघातका:॥**

અર્થ-રોજ ગો માંસ ખાવું, અમર વારૂણી (દારૂ) ના ડોઞ ઉડાવવા, એમ કરે તે કૂલીન, બાકીના કૂલઘાતક કહેવાય છે. હવે આજ શ્લોક હઠયોગપ્રદીપિકામાં છે તેનો અર્થ એવો છે કે:— ગો એટલે જીભણો શબ્દના ઘણા અર્થ થાય છે કોશ જુઓ) તેના કુ-

પાળીના છીદ્રમાં એટલે તાળવા આગળ જે છીદ્ર છે તેમાં પ્રવેશ કરાવવો, તેને ગોમાંસભક્ષણ[1] કહે છે. અને ભ્રકૂટીની મધ્યે ડાબી-બાજુએ ચંદ્રમાંથી અમૃત સ્રાવ થાયછે તે અમર વારૂણી કહેવાય છે. ત્યારે આવી રીતે ગો માંસ ભક્ષણ કરીને જે અમર વારૂણી પીએ છે તે યોગી લીન એટલે કુલદિપક કહેવાય છે. બાકીના કૂલ ઘાતક છે, એવી રીતે અમૃતપાન ખેચરી મુદ્રાથી સાધ્ય થાય છે.

જીભ વાળીને તેના તાળવાના છીદ્રમાં પ્રવેશ કરાવવો અને દૃષ્ટિ ભ્રૂકૂટિ મધ્યે સ્થિર રાખવી, તેને ખેચરી મુદ્રા કહે છે. જીભને એ પ્રમાણે વાળવાને વાસ્તે છેદન, ચાલન, દોહન, એ ક્રિયાઓ કરવી પડે છે. જીભની નીચલી નસને તિક્ષ્ણ હથિયાર વડે પ્રથમ માથાના વાળ જેટલી કાપવી, આઠમે દિવસે ફરી તેટલીજ કાપવી, એ પ્રમાણે ક્રમે ક્રમે છ મહીના સુધી યુક્તિસર કરવાથી નીચેની નસ છૂટી થશે અને જીભને ઉપર પ્રવેશ કરાવવાને જે અટકાવ થાય છે તે દૂર થશે. આને છેદન કહે છે. હાથનો અંગુઠો ને તર્જની એ બેથી જીભ પકડી ડાબી જમણી ફેરવવી તેને ચાલન કહેછે. અને બન્ને હાથના અંગુઠા અને તર્જની એથી જેમ ગાયનું દૂધ કાઢે છે તેમ જીભ પકડી ખેંચી ખેંચીને લાંબી કરવી તેને ' દોહન ' કહેછે. ખેચરી મુદ્રાના યોગથી

---

१ गोशब्देनोदिताजिव्हातत्प्रदेशोहिताभुनी गो मांस भक्षणं ततु महापातक नाशनम् ॥ ४८ जिव्हाप्रवेश संभत वन्हिनोत्पादितखलु । चंद्रात्स्रातियः सारःसस्मार मरवारुणा ॥ ४९ हठयोग प्रदिपीका त्रतीयोपदेशः ।

યોગીલોકો અજરામૃત થાયછે. આ પ્રમાણે છે. તેનો પ્રથમ કહ્યા પ્રમાણે સત્યસનાતમ ધર્મનો આવો વિપર્યાસ કરીને નાનાપ્રકારના વિપ્રીત અર્થ ઉઠાવીને મતલબી તથા સ્વાર્થ સાધનારા લોકો ભોળા અજ્ઞાની જનોને ખોટો નાદ લગાડે છે. તેથી કરીને તે બિચારા અનેક ઘોર પાતકમાં પડેછે. માટે એ બાબતમાં સાવધ રહેવું જોઇએ.

હવે કેટલાક લોકો કહેછે કે, 'શાસ્ત્રોમાં કહ્યું છે કે, યજ્ઞમાં અવશેષ રહેલું માંસ ખાવું.' તેનુ સમાધાન જેઃ–આ કરવું તેનું સમજ ફેર છે કારણ કે શાસ્ત્રવાકય આજ્ઞારૂપ નથી પણ તેટલી છૂટ આપવારૂપ છે. જે પુરૂષને માંસ ખાધાવગર નજ ચાલતુ હોય તેને દેવના યજ્ઞમાં હોમ કર્યાપછી અવશેષ રહેલું માંસ ખાવાની છૂટ આપી હોય એવું હોવું જોઇએ. માટે બની શકેતો માંસ ભક્ષણ બીલકૂલ છોડી દેવું એવો શાસ્ત્રના વાકયનો અભિપ્રાય છે. દાખલા તરીકે જેમ એક છોકરો ઘણો રમતીઆળ હોવાથી ભણતો ન હોય તેને તેનો બાપ કહે કે, "તારે એક કલાક રમવું" એ વાકયનો અર્થ–"તું એક કલાક નહિ રમશે તો હું તને મારીશ." એવો નથી, પણ "તારે રમત કર્યા વગર નજ ચાલતું હોય તો એક કલાક રમવાની છૂટ છે." માટે બની શકેતો રમત છોડીજ દેવી એવો અર્થ થાયછે. માટે તે વાકય જેમ નિવૃત્તિનું નિરૂપણ કરેછે. તેમ શાસ્ત્ર પણ નિવૃતિનુ નિરૂપણ કરેછે. પ્રવૃત્તિનું નિરૂપણ કરતા નથી. આ બાબત શ્રીમદ્ભાગવતના ચોથા સ્કંધના પચીસમામાં શ્રીનારદજીએ પ્રાચીન બર્હીરાજાને યજ્ઞમાં પશુનો હોમ નહિ કરવા બોધ કરેલો છે.

## શ્લોક,

**ભો.ભો પ્રજાપતે રાજન્ પશૂન् पश्यत्वयाऽध्वर,।**

**सह्रापिताजजी वसयन् निर्घृणेन सहस्रशः ॥ ७ ॥**
**एतेत्वांसमतीक्षंतेस्मरंतो वैशसंतव ।**
**संपरेतमयः कूटैः छिंदंत्युत्थितमनव्यः ८ ॥**

**ભાવાર્થ.**—હે રાજન્! તેં યજ્ઞમાં હજારો પશુઓને માર્યા છે, તે સઘળાં તારી વાટ જોઇ રહ્યાછે અને તને વારંવાર સંભારે છે; સબબ તું મરી જઇશ ત્યારે તેઓ તને તેવાંજ હથીઆરો વડે કાપશે. (આ પ્રમાણે કહી નારદજીએ પ્રાચીન બર્હી રાજાને તે પશુઓ નજરે દેખાડ્યા, તે જોઇ એ રાજાએ ભયભિત થઇ કહ્યું કે હવેથી હું તે પ્રમાણે નહિ કરૂ.) આ પ્રમાણે હિંદુ ધર્મશાસ્ત્રના મોટામાં મોટા પુસ્તક શ્રીમદ્ભાગતમાં કહેલું છે તો તેનું ઉલ્લઘન કરી યજ્ઞ નિમીત્તે તથા બીજી કોઇ પણ પ્રકારની દેવ નિમિત્તે હિંસા કરવી એ કોઇ પણ સમજુ માણસને યોગ્ય લાગશે નહીં.

પ્રાચીન કાળમાં ઋષિ લોકો દેવ પ્રસન્ન કરવા અર્થે અશ્વમેધ,[1] [2] ગોમેધ, [3] અજામેધ, વગેરે યજ્ઞો કરતા, તેને અનુસરીને હાલના રાજવંશીઓ તથા ઉંચ વર્ણના સદ્ગૃહસ્થો ક્વચિત્ યજ્ઞો કરેછે તો તેમાં કેટલીક વખતે પશુનો હોમ કરે છે તે પણ દોષીત કામ છે.

આ સાંભળી કોઇ કહેશે કે, આ હિંદુ ધર્મમાં હિંસા કરવા ઉપર આટલો બધો કટાક્ષ છે. ત્યારે તેના કરતાં બીજા કોઇ ધર્મમાં

---

[1] **અશ્વમેધ**—એ યજ્ઞમાં રાજાઓ ઘોડો છોડી મૂકી તેને બાંધવાની સરત કરતા તે ઉપરથી એ નામ પડેલું છે. ઘોડાને મારવાથી અશ્વમેધ યજ્ઞ થાયછે એમ નથી. ઇશ્વરની પ્રેમભક્તિનું નામ પણ ગોમેધ યજ્ઞ છે.

ઘુસી જઈએ ઠીક થાય તો માટે આજના જમાનામાં પારસી લોકો સુધારામાં આગળ પડતો ભાગ લે છે. માટે તેમના ધર્મે સ્વીકારીએતો દારૂ માંસ ખાવાની મઝા પડશે. પણ બાઇઓ તેમના ધર્મ પુસ્તકોમાં પણ સખ્ત મનાઇ છે.

'શાહનામા' ના લખનાર કવિ ફીરદોશીએ લખ્યું છે કે,

બેત.

તીસી ઝંદ ખુરોને જાનવર જક.
ચતીન અસ્ત દીને ઝર દુસ્ત નેકુ.

**અર્થ.**—અમારો જરથોસ્તી ધર્મ એવો છેકહે કે, પશુઓને મારીને ખાવા નહિં અને જનાવરોનો શિકાર કરવો નહિ. ( આ બેત જ્યારે ગુસ્તાસ્પનો દીકરો હિંદુસ્તાન ખાતે લડાઇ કરવા આવ્યો, ત્યારે હિંદુરાજાને પોતાનો ધર્મ સમજાવતી વખતે બોલ્યો હતો એમ જણાય છે. ) વળી 'ઇજરનો' ના ૩૨ માં હામાં લખ્યું છે કે,

**( અવસ્તા ભાષામાં )**

**मजदाओ अकामरोद्द ईओ गेओश मरेंदान ओसा आवश ओरवती जीओतुम ॥**

---

૨ **ગોમેધ**–ગો શબ્દ અનેક અર્થમાં પ્રવર્તે છે. ગો એટલે ભૂમિ, અર્થાત શુદ્ધ ભૂમિ ઉપર હવન કરવો તે. ગોએટલે મધુર વાણી એવો, અર્થ પણ થાય છે, ગાયને મારવાથી ગોમેધ થાયછે એમ નથી.
૩ **અજામેધ**–(અ–નહિં+જ–જન્મ) ઉગે નહિં એવાં ધાન્યના બીજનો હોમ કરવો તે. બકરાંને મારવાથી અજામેધ યજ્ઞ થાય છે એમ નથી.

**અર્થ**—જેઓ ગોસ્પંદો (ચોપગાં જનાવરો) ને ખરાબી આપવામાં એટલે તેઓને મારવામાં ખુશી ભરેલી જીંદગી કહે છે અથવા કાપવાને કે ખાવાને હુકમ આપે છે તેઓને હોરમજદે [1] ને મારવા કહેલું છે [ અથવા તેવા બૂરા લોકોને ] દૂર રાખવા કહેલું છે.

'ઇજસ્ને' ૩૩ માં હામાં લખ્યું છે કેઃ—

**अएरीअ मनशचा नर्देन तो गेओशचा वाश तराद् अचेशतम मनतुं ईअशते योशपे मजशतेत्र शरोरोम जपीया अउ अंघातो ॥**

**અર્થ**—જે માણસો નેક ફરમાનોને કબુલ નહિ રાખતાં ગોસ્પંદો (ચોપગાં જનાવરો) ની પરવશી (ચાર પાણીની સંભાળ) નું કામ બૂરા [તે જનાવરોને કાપી ખાવાના] વિચારથી કરે છે, તેઓ કયા મતને દહાડે પોતાના છૂટકારા માટે અસો મરદો પાસે દાદ માગતા રહેશે, અર્થાત તેઓને કોઇ મદદ નહિ આપે.

કદાપિ કોઇ એમ ધારશે કે ગોસ્પંદો એટલે ચોપગાં જનાવર ઘણા ઉપયોગી છે માટે માત્ર તેઓને નહિ મારવા વિષે 'ઇજસ્ને' માં કહ્યું હશે. પણ તેમ નથી. તમામ જાતનાં પ્રાણીઓને નહિ મારવા અશોજરથોસ્તે કહેલું છે. વળી તેઓ સાહેબે ઇજસ્ને મધ્યે એવો વિચાર જણાવેલો છે કે:—

"જેઓ આ દુનિઆની' પેદાશ' ઉપર દયા લાવતા નથી તેઓ વગર દયાના દેવો તથા દોજખી આદમીઓ છે." [કુરછાતીના ધાતકી માણસોને ઝંદભાષામાં દેવતરીકે ગણેલાં છે.)

---

1. પારસીઓ પરમેશ્વરને 'હોરમજદ' કહે છે.

'જમીઆદયસ્ત'ના ૫૮મા ૫કરામાં કહ્યું છે કેઃ—

"એક જીવતા પ્રાણીનાં તોખમ અથવા ઇંડાંને નુકશાન કરનાર ને હોરમજદની [1] વિરૂદ્ધનો અને અહિરમત[2]ની તરફનો છે."

વળી જરથોસ્તનામામાં લખ્યુ છે કેઃ—

**वकु शतनानियारेदकसकु दरेह ॥**

**न आंगुस फंदा के वासद वरह ॥**

**ભાવાર્થ**--કદી કોઇ પણ જનાવર મોટું અથવા જખ્મ [ચેરેલું ] થયું હોય તેને અથવા નાનાં બચ્ચાંને અથવા કોઇ પ્રકારના જાનવર [જીવતા પ્રાણી] ને મારવાની સાફ મનાઇ છે એટલુંજ નહિ પણ મોત અને માંદગીની વખતમાં પણ માંસ અને ઇંડાં વિગેરે ખાવાની મનાઇ છે. તો પછી કાંઇ પણ મતલબ અથવા અડચણની વખતમાં શી રીતે રજા આપી હોય ?

"ઇજસ્નેના ૭૧માં હામાં આનો જવાબ આપેલો છે.તેમાં અશો-જરથોસ્તી પોતાના ચેલા ફરશોસ્તરને નીચે પ્રમાણે કહ્યું છે કેઃ--એ જરથોસ્ત તારો જીવ જવાની છેલ્લી પળ આવી લાગે, ત્યારે તું મને આરાધજે, અને તેની સાથે મારી તમામ પેદાશને આરાધજે. અને મારી પેદાશને આરાધે તેની સાથે તમામ ગોસ્પદોને, પાણીમાં રહેનારાં તમામ પ્રાણીઓને, હવામાં ઉડનારા તમામ પ્રાણીઓને, જંગલમાં છૂટાં ફરનારાં તમામ પ્રાણીઓને, તથા ખરીવાળાં તમામ પ્રાણીઓને આરાધજે. જીવ જવાની છેલ્લી પળે મને તથા મારી

---

=આખરે પુણ્ય પાપના ઇનસાફનો દિવસ.

૧ પરમેશ્વર. ૨. સેતાન.

મીનોની અને ગેથીની તમામ પેદાશને એ પ્રમાણે તું આરાધશે તો હું તને દોજખ (નર્ક) થી દૂર રાખીશ."

એ પ્રમાણે મરતી વખતે તમામ જાનવરો આરાધવાનું કહ્યું છે તમામ જાનવરોને આશીરવાદ દેતા દેતા મરવાનું કહ્યું છે. "ભાઇબંધ જીવો દુઃખથી છૂટજો, સુખમાં રહેજો. ખુશીમાં રહેજો!" એવી દુવાઓ ચાહતાં ચાહતાં તેઓથી છૂટા પડવાનું છે. તેથી મરણ વખતે માંસ, ઇંડાં, ખાઇ ખવરાવી શી રીતે શકાય? મિત્રાઈ અને શત્રુતાઇ એકી વખતે થઇ શકે નહિ.

જરથોસ્ત ધર્મમાં માંસ અપવિત્ર ગણેલું છે, માટે નીચે લખેલા પવિત્ર દિવસોમાં પારસીઓ માંસ ખાતા નથી.

દર મહીનાના હમકારા, ઇયાને બમન, મોહોર, ગોશ અને રામ, એ ચાર દિવસોમાં અને કોઇ તો આખો બમન મહીનો માંસ ખાતા નથી અને બમન મહીનામાં જણશના દિવસે માસ ખવાયજ નહિ. કોઇ માણસ ગુજરે ત્યારે તેના કુટુંબના અને ખેશીઓથી ત્રણ દિવસ માંસ ખવાયજ નહિ. જો પારસીઓમાં જરદોસ્તી ધર્મમાં માંસ ખાવાનો ફરમાન હોત તો ઉપરના થોડા દિવસમાંખાવામાં શો બાધ આવત. એટલા દિવસમાં બંધ કરવાનું કારણ એમસમજાય છે કે. અસલના પારસીઓએ તે કામ કરવામાં પાપ માનેલું હોવાથી એ પવિત્ર દિવસોમાં એ નાપાક અને પાપી કામ ન કરવું અને થોડે થોડે એ રીવાજ કરવા માટે એવું કરેલું હોવું જોઇએ. એવી રીતે મરનારની પાછળપણ તેના પુણ્યની ખાતર ત્રણ દિવસ બંધ કરેલું છે. આ પ્રમાણે થોડા દિવસોમાં તેમ કરવાથી પુણ્ય થાય છે તો તદન માંસ ખાવાનું છોડી દેવાથી કેટલું પુણ્ય થાય તેનો દાના વાંચનારાઓએ વિચાર કરવો.

આ સાંભળી માંસ અહારી લોકો કહેશે કે, પારસીઓ હિંદુઓની પેઠે ગાય તથા અગ્નિને પૂજે છે; તેથી હિંદુઓ જેમ કોટે જનોઇ રાખે છે તેમ પારસીઓ કેડે કસ્તી રાખે છે તેથી તેઓને હિંદુઓ **पात्रऋषि** કહે છે. અને તેઓની ઉત્પત્તિ પણ કેટલાક લોકો આર્યોમાંથી બતાવે છે, અને તેથી તેમનો ધર્મ પણ હિંદુઓ જેવો હશે. તેમનાંમાં પણ મનાઇ છે, તો ત્યારે તેનાં કરતાં મુસલમાની ધર્મ સ્વીકારવો સારો કારણ તે ધર્મમાં આવો પ્રતિબંધ ન હોવાથી યથેચ્છ માંસાદિનો ઉપભોગ કરતાં ફાવશે. તો તે પણ તેમની ભૂલ છે. કારણ કે,

## कुरानमां सुरहज आयत ३६ मां,

**लेइ यनान अल्लाह लहु महा वलाविमा ओहा वलेकिकींनय-नालल्लअत्तकवामिनकुम ॥**

**તાત્પર્ય**--માંસ અને લોહી પરમેશ્વરને પોચતું નથી ( માન્ય નથી ) જેથી હજ્જ કરવા મક્કાની જાત્રા કરવા જાત્રાળુ જાય છે તો મુસલમાની ધર્મના ફરમાન પ્રમાણે તે ઠેકાણે કોઇ હલકું પ્રાણી પણ કોઇના હાથથી મરી જાય, તો પાપ લાગે છે. માટે તે વખતે તેઓ એ બાબતની બહુ સંભાળ રાખે છે.

વળી મુસલમાની ધર્મપુસ્તકમાં લખેલું છે કે,--અલ્લાએ દુનીઆની શરૂઆતમાં પ્રથમ બાવા આદમ અને બીબી હવાને પેદા કીધાં કે તુરત આદમની પૂર્વ બાજુમાં એક બગીચો હતો તેમાં ઉતર્યા. તે બગીચો ભાજીપાલો તથા મેવાથી ભરપૂર હતો. તેમાં તેમને રાખ્યાં ને તે બગીચામાં થતી વનસ્પતિનાં ફળ ફળાદિ ખાવાનો હુકમ આ-

પ્યો. તેમાં એવું કાંઇ કહ્યું નથી જે તેને પ્રાણીઓ ખાવા માટે રાખ્યાં હતાં. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, વનસ્પતિ ખોરાક એજ આપણો મૂળ ખોરાક છે.

મુસલમાનો પરમેશ્વરને રહીમાન કહે છે. તેનો અર્થ એવો થાય છે કે દયાળુ ઇશ્વર. તો તે ઉપરથી જણાય છે કે તેઓ પણ ઇશ્વરને દયાળુ માને છે, તો તે પોતાના દયાપણાને દોષ લગાડનાર એવો ઘાતકી હુકમ આપેજ કેમ ?

વળી તેમની એક ૪૦ દિવસની ક્રિયા થાય છે. તેને સિલ્લે કહેછે. તે સિલ્લો બેસનાર કોઇ પણ જાતનું 'માંસ' ખાતો નથી, તેનું કારણ તેઓ એમ બતાવે છે કે 'માંસ' એ નજીસ ( ખરાબ ) ચીજ હોવાથી તે ખાઇએ તો બંદગીમાં ખલેલ પહોંચી.

વળી તેમના પીરો તથા ઓલીઆઓએ પણ પોતાનો ખોરાક ભાજી પાલાનો રાખેલો હતો; તે વિશેનો ખુલાશો તવારીખે ફેરસ્તા, તજકીરેતુલ અવલિયા, સફીનતુલ અવલિઆ અને તફહાતુલ ઉનસ વીગેરે કીતાબો જોવાથી જણાય છે. આઇનઅકબરીમાં કહ્યું છે કે: અકબર બાદશાહ દર શુક્રવારથી રવિવારે, ગ્રહણના દિવસે, તીર રોંજના જસનના દિવસે અને આખા ફરવરદીન તથા આવા માસમાં બીલકુલ માંસ ખાતો નહીં.

તેમજ આજપણ મુસલમાન ' સાલેક સરાઆતમાંથીમાંથી ' તરકીત ' માં પેસે છે તો તરતજ માંસ ખાવું છોડી દેછે. વળી રાવજી બહોરા જેને લોટીઆવોહોરા કહેછે તેઓ પણ માંસ ભક્ષણ કરતા નથી અને તેઓ માંસ ભક્ષણ નહિં કરતા હોવાથી નમાસિયા અથવા નગોસિયા કહેવાય છે. હાલ તેઓનો સમુદાય વડોદરામાં રહે છે.

પેગંબર મહમદ નબીસાહેબના ખલીફા અને જમાઇ 'હજ-રતઅલ્લી' સાહેબે ફરમાવ્યું છે કે;—

## मीसरो.

॥ फला तजअलुबुतूनकुमभकाबरलहयपान ॥

**અર્થ.**—તું પશુ-પક્ષીઓની કબર તારા પેટમાં કરીશ નહીં. અર્થાત્-પશુ-પક્ષીઓને મારી તું ખાઇશ નહીં.

## એ બાબત એક ફારસી બેત.

नस'शी मकामे शिकमरा तुगूर ।

जेयेहरे बहायम जेबेहरे तूयूर ॥

**અર્થ.**—ઉપર પ્રમાણે તેથી સાફ જણાય છે કે માંસ ખાવાની મનાઇ છે.

વળી કુરાન સરીફમાં સૂરા અન આમ-આયત ૧૪૨ અલ્લા-તાલાએ સાફ ફરમાવ્યું છે કે:—

[1]व मिनल अनआमे हमूलतंव् वफर्शा ।

कुलूमिम्मा रजक कुमुल्लाहो ॥

**અર્થ.**—અલ્લાએ ચોપગાં જનાવરોમાંથી કેટલાંક ભાર ઉપાડ-વા માટે પેદા કીધાંછે અને ખાવા માટે જમીનને લગતી વનસ્પતિ તથા અનાજ ઉત્પન્ન કર્યું છે તે તમે ખાઓ.

---

૧ શબ્દાર્થ—**व**—અને—**मिन**—માંથી—**अल+अन—आम**—ચોપગાં.**हमूलतवू**—ભાર ઉપાડનાર.—**व**—અને**फर्शा**—જમીનને લાગેલી.—**कुलु**—ખાઓ.—**मिम्मा**—તે ચીજથી—**रजककुम**—ધાન્ય આપ્યું. તમને—**अल्लाहो**—અલ્લાએ.

## ( કુરાન ) સૂરાઅનમાં કહ્યુંછે કેઃ—

તમે ન ખાઓઃ-લોહિ અને ડુક્કરનો માંસ, મોતથી મરે તેનું માંસ, કોઇ મૂર્ત્તિના નામથી મારવામાં આવે તેનું માંસ. ગળે ફાંસો દઇ મારવામાં આવે તેનું માસ, ધાથી મારવામાં આવે તેનું માંસ,પડવાથી મરે તેનું માંસ અને કોઇ બીજા પ્રાણીના મારવાથી મરે તેનું માંસ.

( પ્રિય વાંચનાર ) હવે કહો કે કયા પ્રકારનું માંસ ખાવાનું બાકી રહ્યું આમ છતાં તેઓ જીવતાં પ્રાણીના ગળામાં છરી મારી મારેલાં પ્રાણીઓનું એટલે જેને તેઓ 'હલાલ' કહે છે, તેનું માંસ ખાવાને કુરાનમાં આજ્ઞા આપીછે એમ કહે છે. તો આ ઉપરથી વિચારવું જોઇએ કે, અલ્લા તો સાફ એમજ કહેછે કે. લોહી ખાઓ નહિં. તો શું છરી ગળે મારેલા પ્રાણીઓના માંસમાં લોહી હોતું નથી વળી મોતથી મરેલા અથવા બીજા કોઇના મારેલા, અથવા કોઇ અકસમાતથી મરેલા પ્રાણીનું માંસ ખાવાને મનાઇ છે, તો જાણી જોઇ પોતાને હાથે કોઇ પ્રાણીને બળાત્કારે છરી મારી જાન લીધેલાનું માંસ ખાવાને આજ્ઞા આપેજ કેમ !

હવે હિંસા નહિં કરવા વિશે બે બોલ લખું છું. અલ્લા મકકેસરીફમાં શિકારની મનાઇ કરે છે. વાંચો કુરાનમાં સૂરાઉલમાયદ સિપારા ૪ મંજલર આયાત ૩ તેમાં લખ્યું છે કે.—

મક્કામાં તેની હદ સુધીમાં કોઇએ જનાવર મારવું નહિં, અને કોઇ ભૂલથી મારે તો તેને બદલે પોતાનું પાળેલું જનાવર મૂકી દેવું અથવા બે ડાહ્યા માણસો જે કીમત ઠરાવે તેટલી કીમતનું ખાણું ગરીબોને ખવરાવવું. આ ઉપરથી સાફ સમજાય છે કે, ડાહ્યા મુસલમાનોએ આ કામને નાપાક ગણેલું હોવાથી આવા પવિત્ર સ્થાનમાં

તે કામ કરવાને બંધ કરેલું છે અને થોડે થોડે એ રીવાજ બંધ કરવો એવો તેમનો હેતુ જણાય છે. વળી ભૂલથી જનાવર મારવામાં દોષ ગણેલો છે, તો જાણી જોઇને જનાવર મારવામાં દોષ કેમ નહિં ગણ્યો હોય ?

સદરહુ દાખલાથી જણાય છે કે, મુસલમાનો દેવનીમીતે પુણ્ય ગણી બકરીઇદના દિવસે બકરાં મારે છે તે વ્યાજબી હોય એમ લાગતું નથી. કારણુ કે જો દેવ નિમિતે હિંસા કરવાથી પુણ્ય થતું હોય તો મક્કા જેવા ધર્મસ્થાનમાં હિંસા કરવાની શા માટે મનાઇ કરવામાં આવે ?

બકરીઇદના દિવસે બકરાં ન મારવા વિશે કુરાનમાંસુ રાહહ-જની ૩૬મી આયતમાં અલ્લાતાલાએ ખુદ ફરમાવ્યું છે કેઃ—

"માંસ અગર લોહી મને પહોચશે નહિ,પણ એક રીપરહેજગાપણું ચશે."

આવી રીતે મનાઇ કર્યા છતાં મુસલમાનો બકરી ઇદના દીવસે બકરાં મારવાનો દુષ્ટ રીવાજ ચલાવે છે તે અયોગ્ય છે. બકરીઇદ પડવાનું કારણ નીચે મુજબ છેઃ—

ઇબ્રાહીમ પેગંબર જ્યારે ઇમાનમાં આવ્યા, ત્યારે તેમના ઇમાનની પરિક્ષા કરવા સારૂ અલ્લાએ તેને કહ્યું કે—

તારી વહાલામાં વાહાલી ચીજનો ભોગ આપ. તે ઉપરથી ઇબ્રાહીમ પેગંબરે પોતાના એકના એક છોકરા ઇસ્માઇલને મારવા તૈયાર થયો. અને પોતાની આંખોએ પાટો બાંધી તેને છરી વડે મારવા જાય છે, તેવામાં ઇશ્વરની કુદરતથી છોકરાને ઠેકાણે એક મોટો ઘેટો (કુતો) આવી ઉભો રહ્યો. (એક ફરસ્તાએ છોકરાને ઉઠાવી લેઇને

તેને ઠેકાણે ઘેટું મુક્યું.) અને તે કપાઇ ગયું અને છોકરો બચી ગયો (કેટલાક કહે છે ઘેટાને પણ અલ્લાએ સજીવન કર્યો.) આ ઉપરથી મુસલમાનો બકરીઇદ મારવાના રીવાજ લઈ બેઠા. તેમ કરવામાં તેમની ભૂલ હોય એમ જણાય છે. કારણ કે, અલ્લાએ તો પેગંબર ના ઇમાનની પરિક્ષા× કરવા સારૂ છોકરાનો ભોગ માગ્યો હતો; જો બકરાં કે ઘેટાનો ભોગ માંગ્યો હોતતો તો બકરાં કે ઘેટાંનો ભોગ તેમને પ્રાય હતો એમ કહી શકાત, પણ અલ્લાએ પેગંબરના ઇમાનથી ખુશ થઇ તેનો છોકરો બચે તેટલા સારૂ તેને બદલે ઘેટું ઉત્પન્ન કર્યું હતુ અને ત કપાયુ હતું. કહો ભાઈ આમાં અલ્લાએ.

ઘેટાનો ભોગ માગ્યો હતો? અલ્લાએ તો પેગંબર પાસે તેમની વહાલામાં વહાલી ચીજનો ભોગ માગ્યો હતો, તો મુસલમાનો તેમની વહાલામાં વહાલી ચીજને બદલે બકરાં કે ઘેટાનો ભોગ શામાટે આપતા હશે? આ પ્રમાણે પવિત્ર ધામમાં અગર દેવ નિમિતે હિંસા કરવાનું મુસલમાનો ધર્મ શાસ્ત્રમાં નિષેધ કરેલું છે તો માત્ર પેટ ભરવાને માટે હિંસા કરવાનો હુકમ તેઓનુ ધર્મશાસ્ત્ર આપેજ કેમ? તેમ છતાં તેઓ બિચરા અવાચક પ્રાણીઓનો વિના અપરાધે પ્રાણ લે છે તો તે પ્રાણીઓ તેઓની પાસેથી બદલો લીધા વગર અથવા

---

× આ પ્રમાણે હિંદુઓમાં પણ ઇશ્વરે ભકતોના ઇમાનની પરિક્ષા લીધાનાં ઘણાં દષ્ટાંતો મળી આવે છે, સગાળશા શેઠે પોતાના દીકરા કેલૈયા કુંવરને ખાંડણીમાં ઘાલીને ખાંડયો હતો પણ તેને ઇશ્વરે સજીવન કર્યો હતો. આમાં ઇશ્વરનો હેતુ છોકરાનું માસ ખાવાનો ન હોતો પણ તેના ઇમાનની પરીક્ષા કરવાની હતી.

અલ્લા તેનું ફળ આપ્યા વગર કેમ રહેશે? તેને માટે તેમનામાં મનાતી હકીકતનો ભાવાર્થ સાંભળોઃ—

મુસલમાનો એમ કહે છે કેઃ—" કયામતના દહાડા મુવેલાં માણસો અને જનાવરો સજીવન થશે. અને જનાવરો એક બીજાને ઇજા કરી હશે તે પ્રમાણે તે દહાડે તેઓ બદલો લેશે. (બીજાને ઇજા કરશે. મતલબ કે શિંગડું માર્યું હશે તે શિંગડું મારશે.) પછી અલ્લા તેમનો નાશકરશે. અને માણસો આબાદ રહેશે, અને તેઓ પોતાના કૃત્યો પ્રમાણે બેસ્ત કે દોજખમાં સુખ દુઃખ ભોગવશે" આ ઉપરથી વિચારો કે, જ્યારે જનાવર જનાવર પાસેથી પોતાને ઇજા કર્યાનો બદલો લેશે તો તે જાનવરો માણસોની પાસેથી જીવ લીધાનો બદલો લીધાવગરકેમ રહેશે? કદાપી તેઓ એમ માનતા હશે કે જનાવરોનો તો નાશ થવાનો છે તો તે મારવાનો બદલો શી રીતે લેવાના? તેના જવાબમાં કહેવાનું કે—આપણે ઉપર કહ્યું કે માણસોને મુઆ પછી કૃત્ય પ્રમાણે બેસ્ત કે દોજખમાં સુખ દુઃખ ભોગવવાનું છે, તો જનાવરોને મારવાનો બદલો તેઓ દોજખમાં ભોગવશે. કારણ કે આ દુનિયામાં પ્રાણી માત્રના જીવ સરખા છે. જુઓ આ વિષે કુરાનમાં સૂરેઆનઆમમાં લખ્યું છે કેઃ—

× वमामीन् दाब्बतिन् फिलू अर्देवला तैरून
यतारो बजनाहीय्ये ईल्ला अमसालोकुम् ॥

અર્થ.

---

× શબ્દાર્થઃ—व—અને. मा—નથી. मिन्—માંથી. दब्बतिन्—પરંદા. (પશુ) फिल्—અંદર अर्द—પૃથ્વી. व—અને ला—નથી. तैरून—પક્ષી. यतीरो—ઉડે છે. बजनाहीय्ये—પોતાની પાંખો વડે. ईल्ला—સિવાય. उममुन्—લોકો. अमसालोकुम्—તમારાજેવા.

અને જે પશુ પૃથ્વી ઉપર ચાલે છે અને જે પક્ષી પોતાની પાંખો વડે ઉડે છે તે બીજું કાંઇ નથી પણ તમારા જેવાજ લોકો છે. (મતલબ કે તેમને તેમનું જીવન પણ તમારા જેવુંજ વહાલું છે.)

ઉપરના પ્રમાણો તથા દાખલા દલીલોથી સાફ સમજાયછે કે, મુસલમાની ધર્મમાં માંસ ભક્ષણ અને હિંસા કરવાની પરવાનગી આપી નથી. પણ ઉલટી મનાઇ કરેલી છે. તે ઉપરથી કોઇ એવો સવાલ કરશે કે, આતો તમે હિંસા અને માંસ ભક્ષણ વિરૂદ્ધના પ્રમાણો લખ્યાં પણ કુરાનમાં તેની તરફેણના પ્રમાણો મળી આવવાનું કેટલાક કહેછે તેનું કેમ ? આનો જવાબ જે:—કોઇ માણસ એકજ બાબત ઉપર ઉલટા સુલટી બે મત આપી શકે નહિં, તેમ છતાં બે મત મળી આવે તો એક મત શાસ્ત્રકારનો અને બીજો મત બીજા કોઇનો સમજવો. હવે આ બેમાંથી કયો મત શાસ્ત્ર કારનો હશે તે બાબત નિષ્પક્ષપાતે વિચાર કરવાનો છે.

આ ઉપરથી કોઇ માંસઅહારી કહેશે કે, જ્યારે એ ધર્મમાં પણ પ્રતિબંધછે ત્યારે હવે આપણે ખ્રિસ્તી ધર્મની દીક્ષા લેઇશું. પરંતુ તેમાંએ તેઓ નિરાશજ થશે કારણ. બાઇબલમાં કહ્યુંછે કે:—

(ઇસાયા ચાપટર ૧.) એમાં ઇશુએ સ્પષ્ટ કહ્યુંછે કે, 'હું બળદ, ઘેટાં અથવા બકરાંના લોહીથી પ્રસન્ન થતો નથી.

તેજ પ્રમાણે રોમન્સ ચાપટર ૧૩ માં લખ્યું છે કે, એવી રીતે વનસ્પતિના અહાર વિશે આજ્ઞા આપીને માંસ અહારનો નિષેધ કર્યો છે. અને આગળ 'એ તમારા હાથ લોહીથી ભરેલાં છે તેથી હું તમારા નમસ્કાર સ્વીકારનાર નથી.' એવું સ્પષ્ટ કહ્યું છે.

( ૧ ) બાઇબલ-પ્રકરણ ૨૦ મું. ( એક્ષોડસ )

તું હત્યા કરતો ના. ( મોઝીઝને આપેલી શીખામણ. )

( ૨ ) બાઇબલ-પ્રકરણ. ૨૨ મું.

( ૩ ) મારી તરફ પવિત્ર રહેજે; વગડાના પશુને મારી તેનું કોઇ પણ જાતનું માંસ ખાતા નહિં.

( ૩ )બાઇબલના પહેલા જેનીસમાં લખ્યું છે કે:—

પૃથ્વી ઉપર જે બાજી પાલો તથા ફળ તને મેં આપ્યાંછે તેનો તું ખોરાક તરીકે ઉપયોગ કરજે.

( ૪ ) હુસ્તઆ અધ્યાય આયત ૧૫

જ્યારે તમે તમારા હાથ ( વિનંતી માટે ) ઉંચા કરશો ત્યારે હું ( ઇશ્વર ) મારી આંખો તમારા તરફથી બીજી તરફ ફેરવીશ અને તમે વિનંતીપર વિનંતી કરશો તોપણ હું ધ્યાન નહિં આપું. કારણકે તમારા હાથ પ્રાણીને મારવાથી લોહી લુવાણ છે.

એ પ્રમાણે દુનિયામાં મોટમોટા ધર્મોમાં હિંસાનો નિષેધજ છે એમ બતાવ્યું. હવે ઉપર બતાવેલા શબ્દ, પ્રમાણોથી શ્રધ્ધાળુ લોકોનું સમાધાન થશે. પણ એક પક્ષનું તેથી સમાધાન થશે નહિ. તે કયો પક્ષ એમ પુછશો તો તે Freethinkers એટલે નાસ્તિક લોકોનો પક્ષ છે. તેમને શબ્દ પ્રમાણ માન્ય થવાનું નથી. તેથી તેમના સમાધાનના માપ બીજાજ માર્ગેથી એટલે. Natural Phelosopyy ની ( શ્રુષ્ટી શાસ્ત્રની ) દૃષ્ટિથી વિષયનો વિચાર કરવું યોગ્ય થશે..

જગતમાં સ્વેદજ, અંડજ અને પિંડજ પ્રાણીએમાં પહેલા બે વર્ગો એટલે જુ મચ્છરાદિ અને પક્ષીઓ સાથે માણસની સરખામણી તો થતીજ નથી. માટે હવે બાકી રહેલાં પિંડજ વર્ગમાં ગાય,

બળદ. ગધેડાં, ઘોડાં, હાથી વિગેરે પ્રાણીઓ તૃણુ ધન્ય ભક્ષક હોઇ માંસ ખતા નથી. તેમજ માણસને પણ પોતાનું ગુજરાન વનસ્પતિ તથા ધાન્ય ઉપર જ કરીને માંસ ખાવાનો અધિકાર નથી. કોઇ લોકો મનમાં કહેશે કે, oh ! weak point કારણ કે એમાં પોતાની મતલબને માટે માંસ ન ખાનારા પ્રાણી લેઇને તેની ગણતી કરી બતાવી ! પણ પિંડજ વર્ગમાં સિંહ, વાઘ, શિયાળ, કૂતરાં બિલાડાં ઇત્યાદિ પ્રાણી માંસ અહારી છે. તે કેમ ન ગણ્યા ! તેમની પેઠે માણસ પણ માંસ અહારી હોઇ શકે ! એ તેમનું કહેવું ક્ષણવાર ખરૂં માનીએ ને હવે આપણે એ બે વર્ગમાં માણસને કયા વર્ગમાં મૂકવો એનો નિકાલ કરવો જોઇએ પણ તે કર્યા પહેલાં બને વર્ગના મધ્યમાં માણસને ઉભો રાખીએ.

એકાદ ઠેકાણે ખૂન થયેલું હોય તો તેનું ઠામઠેકાણું જાણવા માટે તેની આજુબાજુંના ઘરમાં તપાસ કરવી પડેછે. એક જગ્યાએ ખૂન અને તેની ઘણી દૂરની જગ્યાએ તપાસ એમ કદી બનતું નથી. અથવા એકાદ ખેતરની કીમતને માટે તકરાર ઉભી થાય તો ન્યાયાધિસ તેની પડોશના ખેતરની જાત અને દર વિગેરે જોઇને તેનો નિકાલ કરેછે. તેજ પ્રમાણે મોંમાં બે પ્રકારની ક્રિયા ચાલે છે, એક ખાવાની ને બીજી પીવાની. તેમાં ખાવાની બાબતમાં વાદ પડયો હોય તો તેનો નિકાલ પીવાની બાબતની શાક્ષીથી કરવો જોઇએ, ત્યારે હવે ગાય વગેરે પ્રાણીઓ અને સિંહ વગેરે પ્રાણીઓ એ બેમાં પાણી પીવાની રીત કેવીછે તેનો તપાસ કરીએ, ગાય વગેરે પ્રાણીઓ પોતાના હોઠ દાબાને તેનાથી ચુસીને પાણી પીએ છે. અને સિંહાદિ પ્રાણીઓ પોતાની જીભ બહાર કાઢીને તેનાથી પાણી ચાટીને પીએ છે.

આ ઉપરથી માણસનો સમાવેશ કયા વર્ગમાં કરવો, એ સ્પષ્ટ છે. એ ઉપરથી કોઇ માણસ માંસઅહારી કહેશે અમો આજથી પીવાના પદાર્થ અમારા હોઠથી ખેંચીને પીતાં જીભથી ચાટીને પીશું. તો એ વાત અશકય અને સૃષ્ટીક્રમથી વિરૂદ્ધ છે. !!!

**૨ જું પ્રમાણ**-નેત્રની રચના જોતાં પણ માણસની સરખામણી ગાય વગેરે પ્રાણીઓ સાથેજ થાયછે; સિંહાદિ સાથે થતી નથી. કેમકે માણસને દિવસે જેવું ઉતમ પ્રકારે સૂઝે છે તેવું રાત્રે સુઝતું નથી, પણ સિંહ, બિલાડી વગેરે હિંસક પ્રાણીઓની સ્થિતિ એથી ઉલટી હોય છે. એટલે તેમની આંખોમાં દિવસ કરતાં રાત્રીએ સારૂં દેખાય છે. સવારમાં તેમની આંખની કીકી જેટલી હોયછે તેનાં કરતાં જેમ જેમ દિવસ ચડતો જાય છે તેમ તેમ તે નાની થતી જાયછે અને બપોરે તો છેક લીટી જેવી થઇ જાય છે. બપોર પછી ધીમે ધીમે તે ફરીથી મોટી થવા માંડેછે અને સંધ્યાકાળે તો પૂર્વ સ્થિતિએ આવેછે પાછી જેમ જેમ રાત થતી જાયછે તેમ તેમ તે પૂર્ણ ગોળ થઇને તેમને ઉત્તમ પ્રકારે સૂઝવા લાગે છે. આવો પ્રકાર ગાય વગેરેના વર્ગમાંજ માણસને ગણવો જોઇએ.

**૩ જું પ્રમાણ**--માણસના દાંત અને નખની આકૃતિ ગાય અને વાંદરા વગેરેના દાંત અને નખ જેવી પહોળી હોય છે. મૂળ વાંદરની અવસ્થામાંથી સુધરતાં સુધરતાં માણસ બન્યો છે, એ ડાર્વિનની કલ્પનાને જરાક વાર માન આપીએ, તોએ તેની મૂળની જંગલી સ્થિતિમાં જ્યારે તે માંસ ખાતું નથી ત્યારે હવે તેની સુધરેલી માણસની સ્થિતિમાં તો તેણે તે સર્વથા છોડી દેવુંજ જોઇએ. એમ સિદ્ધ નથી થતું શું ?

**૪ થુ પ્રમાણ**—શ્રમને લીધે ઉષ્ણતા વધીને માણસને પસીનો થાય છે, તે પ્રકારે ગાય વગેરેને પણ થાય છે, પણ હિંસક પ્રાણીઓને તેવો પરસેવો થતો નથી. આ ઉપરથી પણ માણસનું સામ્ય ગાય આદિ પ્રાણીઓમાં થાય છે, માણસને જ્યારે પરસેવો નથી થતો, ત્યારે જ્વરાદિથી તેની પ્રકૃતિ બગડેલી ગણાય છે. પણ સિંહાદિને તો જ્યારે પરસેવો આવે ત્યારે તેની પ્રકૃતિ બગડવાનું ચિન્હ ગણાય છે.

**૫ મું પ્રમાણ**—હવે કોઇ શંકા કાઢશે કે, We have canine teeth (અમને બે અણીદાર દાંત છે.) તેમની તુલના હિંસક પ્રાણીઓના દાંત સાથે થઇ શકે છે, માટે માણસની ગણના તે વર્ગમાં કરવી જોઇએ. એનો જવાબ એ છે કે, ખાદ્ય [ ખાવાના પદાર્થ, પેય [ પીવાના પદાર્થ ] ચોષ્ય [ સુસવાના પદાર્થ ] અને લેહ્ય [ ચાટવાના પદાર્થ ) એવા ચાર પ્રકારના ખોરાક છે. તેમાં બદામ, ખારેક વગરે કઠણ ખાદ્ય પદાર્થ કકડા કરીને ખાવા માટે એ બે દાંત પરમેશ્વરે આપેલા છે; માંસ ભક્ષણ માટે નહિં. કલ્પના કરો કે, જાણે આપણે બજારમાં ગયા અને કોઇ દુકાને કેળાં, કેરી, દ્રાક્ષ, બદામ, ખારેક વગેરે પદાર્થ મૂકેલા આપણા જોવામાં આવ્યા અને તેની નજદીકમાં બે ખાસડાં પણ જોવામાં આવ્યાં તો તેને આપણે જોડાની દુકાન કહેશું કે મેવાની? અર્થાત્ મેવાનીજ કહીશું. તેજ પ્રમાણે ૨૫—૩૦ દાંત જ્યારે માંસાઆહાર માટે નથી એમ સિદ્ધ થાય છે, ત્યારે આ બે દાંત પણ તેવાજ એટલે માંસ અહારને માટે નથી, પરંતુ ઉપર કહ્યા પ્રમાણે કઠણ પદાર્થના કકડા કરવાને માટે છે. એવી કલ્પના કરવી એ વધારે યુક્તિસર ન કહેવાય કે?

એવી રીતે જૂદી જૂદી અનેક પ્રકારની પરિક્ષા કરતા મનુષ્ય એ માંસાહારી પ્રાણી નથી એમ સિદ્ધ થાયછે ને તે સત્ય છે.

**હવે નામાંકિત કવિઓ મધ્યે ફીલસુફો અને ડાકટરોનાં એ બાબતે કેવા અભિપ્રાયછે તે તપાસીએ.**

**૧ બર્ન્સકવિ**—આ કવિ એક દિવસ તેના ખેતરમાં હળ ખેડતો હતો, તે વખતે જમીનમાંથી ખોદેલું એક ગરીબ ઉંદરડીનું દર હળની અણીથી ઉખડી ગયું; તેમાંથી ભય અને શોકથી તરફડતી ઉંદરડીએ નીકળીને નાસવા માંડયું, તે જોઇ દયા અને ઉમળકાથી ઉભરાઇ જતા હૃદયએ કવિ ઉંદરડી પ્રત્યે કહે છે. અંગ્રેજી કવિતા તેનો ભાવાર્થ—

અરે! ગરીબ બીકણ પ્રાણી, તારી છાતી આટલી બધી શા માટે ધડકે છે અને તું આટલી બધી ત્વરાથી શા માટે નાસવા માંડે છે? શું તું એમ ધારેછે કે હું હળની અણીથી તારો શીકાર કરીશ! એમ કોઇ દિવસ ધારીશ નહિં—હું ઘણો દીલગીરછું કે માણસો કુદરતનો. પરસ્પરનો સ્નેહ તોડી નાંખે છે.

**૨ વડર્સવથકવિ.**—પોતાની અંગ્રેજી કવિતામાં શું કહે છે તેનો ભાવાર્થ.

હે ભાઇ! એવી કોઇ પણ વાતમાં ખુશાલી કે આનંદ માનીશ નહિં, કે જેથી લાગણી ધરાવતી કોઇ પણ વસ્તુને દુઃખ પડે.

**( ૩ ) શેલી કવિ.**—તેનો અંગ્રેજીનો તરજુમો.—એવું એક શારીરીક અથવા માનસિક દરદ નથી કે જે વનસ્પતિ ખોરાક અને સ્વચ્છ પાણી વાપરવાના પ્રયોગ બરાબર રીતે કરવાથી જરૂર કમી થાય નહિં. આ પ્રયોગથી ધીમે ધીમે શરીરની મંદતાની જગાએ બળ, દરદની જગાએ તંદુરસ્તી, અને ગાંડા માણસના બકબકાટ અને

મૂર્ખામી ભરેલાં કૃત્યોને બદલે શાન્તી સ્વભાવ અને ડહાપણ આવેછે. જેઓ સુખની આશા રાખેછે તેમને હું આગ્રહ પૂર્વક આ પ્રયોગ અજમાવવા ભલામણ કરૂં છું. માત્ર છ માસના અનુભવ ઉપરથી ખરી કિંમત જણાય એવા આ વિષયની તરફેણમાં એક નહિં પણ અનેક કારણો છે. માંસ ખોરાકનું હજારો બનાવટી રૂપ બદલે ત્યારેજ તેના સામું જોઇ શકાયછે અને ત્યારેજ તે કાંઈ પચી શકે છે. નહીંતો એકલું માંસ જોવાથી બહુ ચિતરી ચડે છે અને કંટાળો ઉત્પન્ન થાયછે, તથા તે પચી પણ શકતું નથી.

( ૪ ) હાલના માનવિક. Robert Buchanan એ તેની પ્રખ્યાત "ધી શેડો ઓફ ધી સ્ટાર્ડ" નામની નવલ કથામાં અંગ્રેજી લખ્યું છે તેનો.

## અર્થ.

ભલા ભગવાને જે પામર પશુને મુંગા બનાવ્યાછે તેમની ભયંકર વેદનાઓ, બોલવાની શકિત ધરાવનાર મનુષ્ય પ્રાણી કરતાં ઘણી દયાજનક છે. આપણી તર્કશકિત કરતાં વિશેષ પવિત્ર એવી તેમની લાગણીથી તેઓ મરણનું આવાગમન જાણી શકે છે. અને તેથી બીએ છે. અને કેટલાંક વખત તો તેમની જીંદગી તેમને એટલી બધીપ્રીય હોયછે, કે પ્રાણ અને દેહ બહુ મુશીબતે જુદાં પડેછે શું આપણે મનુષ્યના મરણ--બિછાના પાસે બેસી આંસુ પાડશું અને પશુને મરતાં, કોરી આંખે જોઈ રહીશું ? જે ( મોતની છાયા આપણા અંતઃકરણને ગંમગીન કરેછે તેજ છાયા તેમનાં અંતઃકરણને ભયભિત બનાવે છે. જે અંધકારને આપણે સમજી શકતા નથી તે અંધકાર સમય, નિરાશામાંથી જન્મ પામેલા એક જાતની ભકિત—ભાવથી તેજ જાતના દિલાસાના કિરણથી અને તેજ જાતની જાગૃત થવાની આશાથી, આ-

પછી છેલ્લી ઉંઘ ઉપર જે આશીર્વાદ આપણે માગીએછીએ તેજ આશિર્વાદની તેમની છેલ્લી ઉંઘ વખતે તેમને પણ જરૂર એવું શું આપણે નહિં વિચારીશું !

## પ્રખ્યાત ડાક્ટરોના અભિપ્રાય

### ટી. એલ નીકોલશ.—એમ. ડી. અંગ્રેજી લખાણનો તરજુમો

### અંગ્રેજી લખાણનો અર્થ.

ફળ અને અનાજ એ માણસનો કુદરતી અને તન્દુરસ્ત ખોરાક છે, માનસિક અને શારીરિક બળ સાચવી રાખનારા પદાર્થોમાંને શ્રેષ્ટ છે. તે માણસને તન્દુરસ્ત રાખે છે અને દરદમાંથી મુક્ત કરે છે. માણસના ખોરાકમાં જોઈતા સઘળા તત્વો પુષ્કળ જથ્થામાં તેમાં રહેલા વનસ્પતિ ખોરાકથી સૌંદર્ય, કૌવત, ચપળતા અને આનંદ મળે છે. દરેક ધંધાદારીના માટે, દરેક દેશમાં અને દરેક વયના માણસને માટે શ્રેષ્ટ ખોરાક છે. મજુર તેમજ તલજ્ઞની અને કારીગર તેમજ ધંધાદારીના માટે તે અદ્વિતિ ખોરાક છે. પ્રાણી ખોરાક લાગણી ઉશ્કેરનાર, દુષ્ટ વિચાર ઉત્પન્ન કરનાર અને ગંદો તથા ઘણી વખત ઝેરી હોય છે. માંસહારી લોકોને, તાવ મરડો વગેરે રોગો વારંવાર થાય છે. પ્રાણી ખોરાક વિકાર ઉત્પન્ન કરેછે તેથી તે ખાનાર વિષયલુબ્ધ અને દુરાચરણી બને છે અને વિષયલુબ્ધ લોકો જલદી કૌવતહીન થઇ જવાથી તેઓને કૃતિમ જુસ્સાની જરૂર પડે છે. અને આવી રીતે તેઓ વિનાશની નજીક આવતા જાય છે.

## સરરીચર્ડ્શીલસના પંદર વધુ સબબો.

૧૮૮૪ ની સાલનાં "ખાદ્ય ખોરાકીનો સુધારક" એવા નામની ઇંગ્રેજી માસ્તકનાં ડીસેંબર માસના અંકમાં સર રીચરસ ફીલીપે

ભાજીપાલાની ખોરાકીની તરફેણમાં જે વધુ સબબો જણાવ્યાછે તે અત્રે રજુ કરીએ છીએ. હું પોતે અમર કાયા ધરાવતો નથી. બીજા સરવે પશુ પ્રાણીઓની માફક હું એવી જીંદગી ધરાવું છું કે જેની ઘડી પળનો પણ ભરૂસો નથી અને તે સબબસર પશુ પ્રાણીઓ કરતાં મારી હાલત ગમે તેટલી ચઢીઆતી હોય તે છતાં તેમની જીંદગીની મોજમાં ખલેલ કરવાનો મને કશો હક નથી. શિવાય મારી પોતાની જીંદગીના બચાવ અર્થે તેમ કરવાની મને ફરજ પડતી હોય.

ભૂલથી ૨૦ "સપારટનો" જેઓ દુનિયામાં સર્વ પ્રાણીઓમાં શરીરના મજબૂત બાંધામાં, અંગબળમાં અને કૌવતમાં, અને ગમે એટલી મુસ્કેલી ખમી શકવાની શક્તિમાં ચઢીઆતા હતા અને તેમની બરોબરી કોઇબી પ્રજાથી થઈ શક્તિ નહિ હતી. તેઓ સરવે ભાજીખાઉ હતા, અને તેંજ પ્રમાણે "યુનાની" અને "રોમન" લસ્કરો જે જંગ મચાવી મહાભારત ફતેહ મેળવતાને વેલાએ તેમને ભાજીપાવાના ખોરાક ઉપરજ રેહવું પડતું. કુદરતના એ સાદા ખોરાકથી જેમ જેમ તેઓ દુર થતા ગયા તેમ તેમની મોટાઈ પણ પડી ભાગવા લાગી. વલી "યુનાન" દેશની અંગબળની કસરતોના જાહેર અખાડાઓમાં જેઓથી માણસનાં શરીરનાં કૌવતને લગતાં અનેક ચમત્કારો કરી બતાવવામાં આવતા હતા તેઓ સરવેને ભાજીપાલા ઉપરજ રહેલું પડતું હતું; પણ જ્યારથી તેઓએ માંસનો ખોરાક લેવા કરવા માંડયા ત્યારથી તે પીલતન સરખા પેહેલવાનો આળસુ અને અડગડા સરખા બનવા લાગ્યા. (જુઓ "સેલીનસ એનશીઅનત હીસટરી" નો દીબાચો, અને "વેજીટેરીઅન મેસેનજર" વાલમ પેહેલું પાનું ૨૫ મું.)

૨ જીંદગી નીભાવવાની કુલે જીવ જંતુઓમાં એટલી બધી તો હોય છે અને લાગણીની શક્તિ ધરાવનાર પ્રાણીઓ પોતાની જીંદગી નિભાવવાને એટલાં બધાં તો ખંતી હોય છે કે જેથી કોઇ પણ નિર્દોષ જીવતાં પ્રાણીઓ ગમે એટલા પણ મારી સત્તા હેઠળ હોય અને ગમે એટલાં બી નીરજીવ અને નજીવાં લાગે તે છતાં તેમની જીંદગીનો નાશ કરવામાં સામેલ અથવા ભાગીઓ થવું તે મારી લાગણીઓને કદી પણ માફક આવી શકે નહીં.

૩ માંસખાવામાં માનવીઓને જેવો કમકમાટ અને ધીક્કાર માણસનું પોતાનું માંસ તથા ઘોડા, કુતરા, બીલાડા. અને બીજા એવીજ કીસમતના જનાવરો ખાધાથી ઉપજે છે તેવોજ ધીક્કાર અને કમકમાટ હરેક જાતના ખોરાક માટે મને ઉપજે છે.

૪ ફળ ફળાદિ તર તરકારી અને અને અનાજ ખાનારાં પ્રાણીઓ માટે કુદરતે એટલી બધી જાતનાં ફળો અને રોપાઓ જે ખાંડનો પુરતો જથ્થો પુરો પાડી શકે છે તે, તેમજ અનાજ, દાણો, દાળ અને બેહદ જાતોની તર તરકારી પુરી પાડેલી છે કે જેથી માંસના ખોરાકની હું કશી જરૂર જોઇ શકતો નથી.

૫ જનાવરોનાં મૂડદાનુ માંસ અને રસ મારી હોજરીથાં દાખલ કરવા સામે મને નહિં જીતી શકાય એટલો ધિક્કાર છૂટે છે.

૬ તર તરકારીનાં બાહેરના દેખાવમાં ગમે એટલો ફેરફાર કીધાથી બલકે તેમનો નાશ વટીક કીધાથી કોઇની લાગણીને દુઃખ પહોચી શકતું નથી એટલું છતાં તર તરકારી માણસની તનદોરસ્તીને, માણસના કૌવતને, માણસની જીવન શક્તિને માંસના ખોરાક કરતાં વધારે ટકાવી અને નીભાવી શકે છે.

૭ લાગણી ધરાવનાર પ્રાણીનાં મુડદાંની રસ અને માંસના ખોરાક ની વીસ વરસ વેર સખત પરેજી પાળ્યા પછી મને માલમ પડયું છે કે તેટલા અરસામાં એક પણ દિવસની સખત માંદગી મેં ભોગવી નથી. મારા શરીરની જીવન શકિત અને કૌવત બીજા માણસોના જેટલુંજ બલકે નથી પણ વધારે રહી શકયું છે. અને મારા મનની હાલત એટલી તો એટલી તો મજબુત રહી શકી છે કે જેથી બીજાઓ તરફથી થતાં કપટ, અદેખાઇ અને નીચ કરતુકોના હુમલા સહેલાઇથી તે સહન કરી શકે છે.

૮ મને માલમ પડયું છે કે જનાવરોના માંસ ખાવાની ખાસીએત દયા, દીલસોજી, અને એવા બીજા નરમ ગુણો બીલકુલ ધરાવી શકિત નથી. જેમકે વરૂ, વાઘ, અશીર. ગરૂડ મગર અને સોમ્પાટ જેવાં વીકરાળ ફાડી ખાનારાં જંગલી જનાવરોની માંસ ખાવાની આદત અકલવાન, વિચારવંત, અને પોતાના કામકાજ માટે જવાબદારી આપનારૂં અંતઃકરણ ધરાવનાર ઇનસાનોએ બીલકુલ નકલ કરવા જોગ નથી.

૯ માંસ ખાનારાં માનવીઓ દયા અને દીલસોજીનાં કશા પણ આંક્રોસ વગર જંગલીમાં જંગલી જનાવરોનાં ઘાતકી પણાને વીસરાવે એવા હુનરો અને કલ્પના શકિતની મદદથી પોતાનું હોજરૂં ભરવા ખાતર જે નીરદોસ ભોગો લે છે તેમની પીડાઓને વધારે ઘાતકીપણે વધારી મૂકે છે. જેમકે પોતીકાં માંસ ખાવાના ખાઘરાપણાની મોજની ખાતર ભાતભાતની વાણીઓ મેળવવા જતાં કશી પણ આચકી અને દયા વગર જનાવરોને રીબાવવામાં. જીવતાંને જીવતાં રાંધી નાંખવામાં, અથવા કાપી વાહાડીને લોહીથી ગરગરતાં કરવામાં.

દીલ ઉપરની ખાલ ઉખેડી કહાડવામાં અને તળી ભુજીને ખાવામાં મજાહ મેળેવે છે.

૧૦ માણસ જાતના કુદરતી સ્વભાવ અને ખાસીયપનથી જનાવરોનાં જીવ લેવાનું કામ એટલું તો ઉલટું છે કે અગર જો માંસ ખાનારા માનવીઓને પોતાનેજ હાથના કાપેલાં પ્રાણીઓ ખાવા ખાતર હોયતો, ઘણાંજ જુજ ઇન્સાનો માસનો ખોરાક કબુલ રાખી શકે અને એટલું છતાં માંસના ખોરાક ઉપર નિરભયપણે મોજ મારતા પ્રાણીઓની મરતી વખતની કાકલુદી અને જીંદગી વેમાની વિતીનો વિચાર સદનતર તેઓ ભૂલી જાય છે તથા ભૂલી જવાનું ડોળ ઘાલે છે.

૧૧ માણસની હોજરી પ્રાણીઓનાં મુડદાંને પોતાની અંદર દાખલ કરતાં કુદરતી રીતેજ એટલો બધો કમકમાટ બતાવે છે કે અગર જો તેજ મુડદને તરેહવાર મધી મરીશાલાથી રાંધીને તેનું અસલ રૂપ ઢાંકી નાખવામાં નહિં આવતું હોય તો ઘણાજ થોડાઓ માંસનો ખોરાક લઇ શકે. પણ અકલમંદ ઇનસાનોએ વિચારવુ જોઇએકે રાંધેલું માંસ તે કોઇબી રીતે જનાવરોના મુડદાં કરતા ચઢીઆતી નથી. અને કોઇપણ ના પસંદ ખોરાકનાં બદલાયલા સ્વરૂપથી અકલવંત માણસે મન મારવાને ખાતર ઠગાવવું જોઇએ નહિં.

૧[illegible] અગર જો ઇંગ્લાંડ અને વેલ્સના રહેવાસીઓ અનાજ, ફળ ફુળાદિ. અને ભાજીપાલા ઉપર જીવી શકતા હત તો તે તરફની ચાર કરોડ [illegible] લાખ એકરના વિસ્તારવાળી જમીન જેટલીજ સંખ્યાના ઇનસાનોનુ પોષણ કરી શકત પણ ૧૮૧૧ માં માણસના ખોરાકની મુખ્ય [illegible] પ્રાણીઓનું મસજ હોવાથી એટલા મોટા વિસ્તાર વાળી જમીન મહા મુશ્કેલીથી એક કરોડ વીસ લાખ માણસનું પોષણ કરી શકતી નથી.

૧૩ ભાજીપાલાની ખોરાકીના જેટલા જથા આ પુષ્ટીકારક તત્વોનો જેટલો જથો સમાંએલો હોય છે તેટલો પુષ્ટી કારક જથો તેટલાજ માંસના જથામાંથી મળી શકતો નથી.

૧૪ જનાવરોને કાપવા અને તેમને હોજરો ભરવાનો રીવાજ નીતીના કાનુનોને કોઇબી રીતે અનુસરુ તો નથી, શરીરશક્તિને લાભ કારક નથી. અને જે દેશોમાં ભાજીપાલાનો ખોરાક પુરતા જથામાં મળી શકતો હોય તે દેશોમાં જરૂરનો પણ નથી.

૧૫ જે જે દેશોમાં ખુસ્કીના વીકરાળ જનાવરો ખેતીવાડીના કામને અટકાવી શકતા હોય. અને તેથી તેમને મારી નાખવાની ફરજ પડતી હોય ને તેથી કદાચ તે ખાધામાં પણ આવતા હોય; જે છતા તે દેશમાં દરીઆની માછલીઓ અને હવામાં ઉડતાં પક્ષીઓના નીરદોષજન કબજ કરી તેમને ખાવાની કશી પણ જરૂર નથી, અને ઘણાખરા સુધરેલા દેશો કે જ્યાં માતર કાપી ખાવાની મોજને ખાતર પાળી શકાય એવાં પ્રાણીઓજ હસ્તી ભોગવી શકે છે, ત્યાં પ્રાણીઓ અને પક્ષીઓ ઉપર જે કાંઈ કસાઇપણું ચલાવવામાં આવતું હોય તે બધું અવિચારી, ઉછાછળાપણા અને માંસના ખોરાકને લાગુ પાડી શકાય.

**ડાકટર એસ. નીકલ. કહેછે કે:—**"લોંગ ૫૨૬ ફીવર એસપીટલ" નામની તાવની ઇસ્પીટાલને બાજીપાલાના અને શરાબથી દુર રહેવાના નિયમ ઉપર ચલાવવામાં આવે છે. અને છેલા પંદર વરસના અનુભવથી તે જણાવે છે કે દરદીઓને માંસનો ખોરાક, વાઇન, બ્રાની ઇત્યાદિ ચીજો ઘણી સંભાળથી આપવી જોઇએ અને તેમના વપરાસથી મહિતમ ભરેલાં પરિણામો નીપજેલાં તેમણે જોયાં છે. એ બા-

બતમાં ડાકટર નીકલ કેટલો ખંતી હશે તે એટલા ઉપરથીજ જણાય છે કે છેલા પંદર વરસના અરસામાં ઉપલી હૅસ્પીટાલમાં તેણે એક રતલ માંસ નીલકીની એક નાની પેંટ અથવા વાઇનની એક બાટલી પણ તેણે વાપરી નથી. તેમાં દરદીઓનો મોટો ભાગ ચામડીના દરદથી પીડાતો, ખવાઇ ગયેલાં, સડી ગયેલાં,વાસ ચામારતા દાંતવાળા "મેહોગની" લાકડાના રંગના જેવી જીભવાળાઓનો, પીઠ અને થાપા ઉપર નાસુર પડેલાઓનો અને પગના આંગળાઓ સડીને ખવાઇ ગયેલાં હોય એવા દરદી જોતા હતા. એકજ વખતે એકજ જાતના ખરાબ તાપવાળા નવ જણાઓને આ હૅસ્પીટળમાં લાવવામાં આવ્યા હતા અને તેઓ સરવે સાજા થયા હતા જો કે તેઓને વાઇન, બ્રાંન્ડી અથવા માંસનો ખોરાક બીલકુલ આપવામાં આવ્યો નહોતો આવી રીતે સોળ વરસ વેર ૫તેમંદ નીવડેલાને હજી પણ હું ચાલું રાખુ છું.

**ડાકટર સી. બી. રેડકેન્નીકહે છે કેઃ**—હું ગમે તેટલું કરૂં છું તો પણ મારાથી માની શકાતુ નથી. કે કસાઇને ત્યાંનું માંસજ થાતર માતર ઉતમમાં ઉતમ ખોરાક છે. ને બીજો બધી જાતનો ખોરાક માત્ર કામ ચલાયુ છે. પણ તેથી ઉલટી રીતે મારી તો સામી ખાતરી થઇ છે કે એ બાબતને લગતા લોકોના વિચારો સુધરવાને બદલે સામાં બગડતા જાય છે. અને તેના પરિણામ તરેહ વાર જાતના જ્ઞાનતંતુના દરદોનો આપણામાં દમબદમ વધારો થતો જાય છે. અને તેમના ઉપાય કરવામાં મુસ્કેલી નડતી જાય છે. વિશેષમાં કહેછે કે, અશકત અને નાનાં બાળકોને માસનો ખોરાક ઘણુ લેવાની હાલના વખતમાં બહોશ કરવાની જે આદત વધતી જાય છે

તેજ મુખ્ય કરીને સારીરિક દરદોના વધારા અને બીજી ઘણીક રીતે તન્દોરસ્તીનો નાશ કરનારી ધના છે.

**ડાકટર લાએન પ્રોફેસર સી. બી.**—કહે છે કે, ઘોડાના બાબમાં મહેનત કરવાની જે શકિત તેને મળી શકેછે તે સઘળી પાલાઓ મધેથીજ મળે છે. માણસના બાબમાં તેજ શકિત માંસના અને ભાજી પાલાના ભેળસેળ ખોરાકમાંથી મળે છે. તોપણ એવો ભેળસેળ ખોરાક માણસને માટે કાંઇ ખરેખર જરૂર નથી.

**ડાકટર એસ બરાઉન.**—"વેસ્ટ મીનસ્ટર રીવ્યું" નાના નામીચાયુમાન્યામાં ડાકટર "એસ બ્રાઉન" લખે છે કે ભાજી પાલાની ખોરાકીની હિમાયતે લખનારાઓ અને ખસુસ કરીને "ફ્રુટસ અને ફેરાનેશીઆ" નો કર્તા પુરતી ફતેમદી સાથ પુરવાર કરી શકયો છે કે ઘોડાના સરખા શરીરના બાંધાનો કૌવત સંભાળથી પસંદ કીધેલા ભાજી પાલના ખોરાકમધીજ મેળવી શકાય છે. એટલુંજ નહિ પણ તે કૌવતને માફક આવતો ખોરાક ભાજી પાલોજ છે અને વળી એવી સાદી ખોરાકી જીંદગીની દોરી લંબાવી પણ શકે છે.

ઉપલી સાહદતો ઉપરાંત છેલે આટલું અમારે જણાવવું જોઇએ કે ભાજી પાલાની ખોરાકીની તરફેણમાં નીમલા નામીચાનામો મધેથી થોડાંક સદનતર અને બાકીનાં થોડા ઘણા કુદરતનાં ઉતમ. સાદા અને સુતર, ખોરાક તરફ ઢળતાં જણાય છે: એઓમાં દાનીયલ, પીથાગોરસ, સોકરેટીસ, પ્લેટો, એપીકીયુરસ, પ્લુટારક, ન્યુટન, મીલટન, સ્વીડન બોરગ, વેસલી, હાવર્ડ, ફ્રેનકલીન, શેલી, લેમારટાઇન. રોશુ, સરચરીપર્સ શીલીય, રોતશન, બ્રધરટન, જનરલ ટી. પેસેનેટરોથો મસન અને બીજા ઘણાકો.

# અહિંસાપરમો ધર્મ.

## જીવતા પ્રાણીઉપર અખતરા કરવા વિરૂદ્ધ.

આ આર્યાવર્ત જે મહાન પુરૂષોનાં ચરણની રજથી પવિત્ર ગણાય છે, ત્યાં હિંસા સંબંધી બોલવું તે નિરર્થક ગણાય કારણ કે જે જે-મહાનપુરૂષો આર્યભૂમિમાં જન્મ્યા છે તેઓએ દયાની, કૃપાની, માયાલુતાની વાગણીઓને ખીલવવાને ઉપદેશ કર્યો છે. સર્વ જીવતાં પ્રાણી પ્રતિદયા બતાવવાનું ઉત્તમ શિક્ષણ તેઓએ આપ્યું છે. અહીંયાં વીવી-શેકશન (પ્રાણીઓ ઉપર અખતરા કરી શોધ કરવાની રીત) થી લોકો તદન અજ્ઞાત છે, જે પગલે તે વૃદ્ધિ પામી છે તેથી જન સમૂહ અજાણ્યું છે અને ઘણાજ થોડા મનુષ્યે તેનો ઇતિહાસ વાંચ્યો હશે પણ માયસોર ( Mysor ) માં સાધારણરીતે નિરૂપદ્રવી ગણાતી પેસ્ટ-રઇન્સીટયુટ. ( Pasthre Institute ) ના નામે તે પદ્ધતિ દાખળ કરવાનો કેટલાકે પ્રયાસ કર્યો હતો.તે નામથી આ રીતનો આરંભ થાય અને ભયંકર રોગોથી મનુજોને બચાવવાના બહાનાથી આ દેશના ડોકટરો અને શાસ્ત્રીય જ્ઞાન ધરાવનારા મનુષ્યોમાં તે ફેલાવો પામે, વિવીશેકશનમાં શા શા ઘાતકી કૃત્યો થાય છે. કેવી રીતે પ્રા-ણીઓને રીબાવી રીબાવીને મારવામાં આવે છે. અને તે કામ કરના-રાના હૃદય કેવા નિષ્ઠુર અને દયાની લાગણી વગરના થાય છે આ વાતની લોકોને જાણ થાય તો ખરેખર તે રીતે હિંદુસ્તાનમાં પગ પેસારો કરીશકે નહી. માટે તેનો યથાર્થખ્યાલ આપવાને હું પ્રયત્ન કરીશ અને જો કે સુધરેલી મનુષ્ય જાતિના કલંક અને દુશણ વિશે બોલવું તે લખનારને તેમજ વાંચનારને દુઃખ દાયક નીવડે તો પણ ચેતવણીના બે બોલ કહેવા જરૂરના છે કારકે તે રીતના નામે શું શું

કરવામાં આવ્યું છે તેના જ્ઞાનથી તે રીતનો આપણામાં આરંભ થાય નહી.

પ્રથમતો શીતલા, બલીયાં અથવા બીજા ચેપી રોગ દરકરવાને શરીરમાં ઝેરીરસ દાખલ કરવાનું ઠીક ધાર્યું. રોગ દુર કરવાને શરારમાં બીજો રોગી પદાર્થ તેઓએ દાખલ્ન કરવા માંડયો આ રોગ્ય વિધાના નિયમો પ્રમાણે ચાલીને, શુદ્ધ અન્ન પાણીથી તેનું પોષણ કરીને શુદ્ધ હવામાં રાખીને અને તંદુસ્તીના આ ધોરણ નિયમાનું સાર વર્તીને શરીરને સુદ્ધ અને નિરોગી બનાવવાને બદલે રોગથી રોગને દુર કરવાને તેઓએ દુરસ્તધાર્યું અને આ રીયથી પ્રથમ કાંઇક ફાયદો થતો જણાયો તેથી ડોકટરોએ તે રીતને ઉપાડી લીધી, અને દરેક મનુષ્યને બલીયા કઢાવવાની જરૂર પાડવામાં આવી. પણ હમણાં ઇંગ્લંડમાં આ રીતની સામે વાંધો લેવામાં આવ્યો છે કારણકે આ અસ્વચ્છરસ મનુષ્યના શરીરમાં બલીયા કરતાં વધારે ભયંકર રોગ કેટલીકવાર ઉત્પન કરે છે, અને ભવિષ્યમાં શીતલ્ના ન નીકળે તે આશયથી શરીરમાં આવો મલીનરસ દાખલ્ન કરવો યોગ્ય ગણાય નહિં, ઉપર જણાવેલા શુદ્ધ ઉપચારથી, શરીરમાં ઝેર દાખલ્ન કરવા કરતાં, શરીર વધારે બલિષ્ટ અને નિરોગી બનાવી શકાય પણ શરીરમાં રસ દાખલ્ન કરવાની બાબતમાં તેમજ શીતળા કાઢવામાં કાંઇ વધારે ઇજા કરવામાં આવતી નથી પ્રયોગો ઘણેભાગે મનુષ્યો ઉપર કરવામાં આવતા હતા, અને સ્વેચ્છાએ લોકો તે રીતને સ્વાધીન થતા. પણ જેમ જેમ જડવાદ બુદ્ધિપામવા માંડયો અને નૈતિક ભાવના કમી થવા માંડી તેમ તેમ ફ્રાન્સ અને ઇટાલીના સાયન્ટીસ્ટોએ જીવતાં પ્રાણીઓના શરીને કાપી ખુલ્લાં કરીને, તેમની અંદર દવાથી થતી અસર તપાસીને કુદરત પાસેથી

તેનું રહસ્ય જોરજુલમથી લેવા ધાર્યું અને આ દવાની અસર તપાસત તપાસતાં સઘળા પ્રકારની વેદના ગરીબ પ્રાણીઓને પમાડવા લાગ્યા તેઓની અખ્તરા ( પ્રયોગ ) કરવાની રીતના ત્રણ વિભાગ પાડી શકાય પ્રથમ રીત હલકાં પ્રાણી ઉપર દવાથી શી અસર થાય છે તેનું જ્ઞાન, પ્રાપ્ત કરીને મનુષ્યના રોગ મટાડવાને શાધન કરવાની રીત જો કે આ રીત કેટલેક અંશે ઘાતકી છે અને જોઇએ તેટલી ઉપયોગી નથી તોપણ વીવીશેકસન શબ્દે સૂચવેલી સર્વ રીતોનો ઉપર જણાવેલી રીતમાં સમાવેશ થઇ જતો નથી.

બીજો વર્ગ વિદ્યાર્થીઓને તેમજ નવા વૈદ્યોને જ્ઞાન આપવાના હેતુથી યુરોપમાં જે વિસેંસના પ્રયોગો કરવામાં આવે છે તેનો જે પુસ્તકમાં જે તેઓ વાંચે છે તે પરિણામો પોતાની નજર આગળ થયેલા જોવાને તેઓ ફરી ફરીને તેના એ પ્રયોગો કરે તે આ રીતે તેઓને વિશેષ જ્ઞાન મળતું નથી પણ સારી રીતે સાબીત થયેલી સત્યોને ફરા ફરીને પ્રતીપાદન કરે છે દ્રષ્ટાંત તરીકે એક જીવતાં કુતરાને કાપવાના મેજ ઉપર મુકવામાં આવે છે પછી કંઠના સમીપના સ્નાયુઓ ખુલ્લા કરવામાં આવે છે અથવાતો પગની ચામડીની અંદર રહેલા સ્નાયુઓ બતાવવા આવે છે વળી ખોપરીના હાડકા લઇ લેવામાં આવે છે અને મગજના કેટલાક ભાગને જાગૃત કરવામાં આવે છે અને આવી સ્થીતિમાં તે કુતરાને પટાથી બાંધીને કેટલીક વાર લાલચોળ તપેલો સળીઓ મગજના અમુક ભાગને અડકાડવામાં આવે છે અને પછી કુતરો ભસે છે તે સમયે બાળકોને વિદ્યાર્થીઓને પ્રોફેસર અધમ રીતે જણાવે છે કે કુતરાના મગજના અમુક ભાગ જાગૃત કરીને અમે કેવી રીતે તેને ભસાવી શકીએ છીએ કુ-

તરે તેના મગજના અમુક ભાગની પ્રવૃત્તિથી ભાસે છે આ વાત મનુષ્ય જાતને એક નાનામાં નાના લાભની હોય તો પણ એક વાર તે સિધ્ધ કરીને માનસિક જીજ્ઞાસા તૃપ્ત કરવી એ બસ હતું પણ જે સર્વે મનુષ્ય જાણે છે તે સિધ્ધ કરવાને ફરી ફરીને પ્રયોગ કરવા તે પ્રાણીને અતિસય વેદના ઉત્પન કરે છે તેટલુજ નહિ પણ જુવાનોના હૃદય અને વિવેક બુદ્ધિને પશુવત બનાવે છે અને હેરાન કરેલા પશુઓને તરફડીયા ખાતા વારંવાર જોવાથી તેઓ પ્રાણીના દુઃખ ભણી બેદરકારીથી અને કુતુહળથી જોતા શિખે છે.

જ્ઞાનની વૃધ્ધિને વાસ્તે ત્રીજી જાતના પ્રયોગ નિરર્થક અને નકામા છે તે પ્રયોગો, પ્રાણી ખરેખરી મરી જાય તે પહેલાં ક્યાં સુધી વેદના સહન કરી શકે તે બતાવવાનાં છે અને ઇટાલીના પ્રોફેસર મેગ્રે જેનું નામ દેવું તે પણ પાપ છે એક યંત્ર બનાવ્યુ અને તે યંત્રથી પ્રાણીના દરેક અંગને એકજ સમયે વેદના થાય તેવો નાનો સાંચો બનાવવાને શક્તિવાન થયો કારણ કે મનુષ્ય જાતના ભલાને વાસ્તે વપરાય તેવી તેણી બુધ્ધિ સતેજ હતી.

એકજ પળે તેના દરેક ભાગ વેદના પામે તે હેતુથી ચીપીઆ સોયા તપાવેલા સળીઆ અને સખ્યા કરાવતા અને વેદના ઉત્પન કરે તેવા બીજા વિવિધ હથિયારો તાજુ પ્રાણી સમાઇ શકે તેવુ યંત્ર બનાવ્યુ અરે મનુષ્યની બુધ્ધિનો કેવો ઉમદા ઉપયોગ ? મનુષ્યજાતને ઉચ્ચ બતાવે તેવા વિવેક બુધ્ધિની બક્ષીસનુ કેવુ ભવ્ય કાર્ય જ્યારે તે યંત્રને સંપૂર્ણ બનાવ્યુ ત્યારે એક પછી એક પ્રાણીને યંત્રમાં મુક્યા અને ફરીફરીને તેના તે પ્રયોગ કરવા લાગ્યો અને વેદનાથી તે પ્રાણી મરી જાય ત્યાં સુધી તેણે દુખ દીધા કર્યુ પછી તેણે તેની

નોંધમાં જણાવ્યુ કે અમુક પ્રાણી અતિશય વેદના ભોગવતુ આટલા કલાક સુધી જીવતુ રહ્યુ આ જ્ઞાન મનુષ્ય જાતને શુ લાભદાયક છે આવી નિર્દયતાથી શુ ફળ મળી શકે અને તોપણ તે મનુષ્યનુ નામ પ્રાશ્ચિમાત્ય શાસ્ત્રીય વેત્તામાં મુખ્ય ગણાય છે કારણ કે તેન પ્રયોગો કર્યા અને આવુ શુસ્ક જ્ઞાન મેળવ્યુ વળી બીજી વખતે તે નીચે અગ્નિ સહિત તપાવેલા લોઢી ઉપર સસલાને મુકે છે અને પછી ધીમે ધીમે તે લોઢીને ઉષ્ણ કરીને તે પ્રાણી મરી જાય ત્યાં સુધી તપાસતો બેશશે.

પચાસ વર્ષ ઉપર આ રીત ગ્રેટબ્રીટનમાં ભાગ્યેજ જાણવામાં આવતી પણ તે સમયથી શરૂ કરીને યાને ખાસ રીતે ગયા ૨૫–૩૦ વર્ષમાં તે યુરોપ અને અમેરીકામાં એટલી બધી ગઈ છે કે સાધારણ મનુષ્યો પણ તે વિષયમાં ભાગ લેવા મંડયા છે અને તે સવાલ ભાષણોમાં તેમજ પત્રોમાં દરેક બાજુથી ચર્ચવામાં આવે છે ભવિષ્યમાં મળવાના મોટા પણ આશાવી લાભ શિવાય કોય પણ રીતે આ વીવિશેકસનનો બચાવ થઇ શકે તેમ નથી આ રીતના અનુયાયીઓ તરફથી દર્શાવેલા ઘણા પાયા વગરના અને અતિશયોકિત ભરેલા હકોનુ વિવેચન કરવા હુ ઇચ્છતો નથી. એટલુંજ જણાવવુ બશ થશે કે આ રીત બે હજાર વર્ષ કરતાં પણ વધારે જુની હોય તો પણ તેથી ઉપજતા શારીરિક દુઃખ અને નૈતિક દુષ્ટ પરિણામોની સાથે સાથે તેમાંથી નિપજેલા લાભકારક પરિણામ અનંતમે ભાગે પણ સરખામણી કરી શકે તેમ નથી ડૉ જોર્જ વીલ્સન લખે છે કે જંતુઓની શોધ કરનાર યુરોપના સાયન્ટીસ્ટોની પ્રયોગશાળામાં ભોગ પડેલા પ્રાણીઓ ઉપર ગુજરેલી નીરદયતા તેમજ

ઇંગ્લાંડ જ્યાં પશુઓને બે ભાન કરવામાં આવેછે ત્યાંની પ્રયોગશાળા, પ્રાણીઓ ઉપર ગુજરતુ ઘાતકીપણુ એક પણ મનુષ્યની જીંદગીને બચાવવાને સમર્થ થયા નથી. એવુ ઘણા વિદ્વાનો માનેછે તેના ચુસ્ત ભક્તો જણાવે છે તેમ આ રીતે શોધ કરવાની રીત ઉપયોગી હોયતો-પણ હુતો તેને ધિકકારીશ કારણ કે જે નૈતિક નુકશાન તેમાંથી થાય છે તેનો બદલો કોઇપણ જડ વસ્તુનો લાભ વળી શકે તેમ નથીન્યાયં અને લાભ મળશે. એ આશાએ ખરાબ વર્તન કરવુ એયુકત ગણાય નહિ કારણકે જો ઉપર જણાવેલ સિદ્ધાંત એકવાર સ્વીકારાય તો સઘળો નૈતિક સિદ્ધાંતો નિષ્ફલ નીવડે અને દરેક જાતના ઘાતકી કાર્યના બચાવમાં અને તેની નિર્દોષતા સિદ્ધ કરવામાં પણ આજ સિદ્ધાંતનો આશય લેઇ શકાય.

વિવીશેકસનમાં ઘાંતકીપણું છે તે તો ઉપરજ જણાવેલા થોડા દ્રષ્ટાંતોથી સર્વેને જાણીતું થયુંજ હશે, અને તે વાતઆરીતે પ્રયોગ કરનારનો મોટોભાગ કબુલ કરે છે. ૧૮૭૫ ની સાલમાં વીવીશેકસન રોયલ કમીશન આગળ ડો, કલેઇને ખુલ્લીરીતે જણાવ્યું કે પ્રાણીઓ ઉપર ગુજરતા જુલમની તેને કાંઇ પણ દરકાર નથી. અને વળી તેણે પોતાના નામને કલંકિત કરે તેવીરીતે જણાવ્યું કે પ્રાણી પ્રયોગ કરવાને હેરાન ન કરે તે માટે તે પ્રાણીને બેભાનકરૂછું If I take a large bog I do not use an anæsthetic; but if I take a large dog I then use an anæsthetic because it may bite, or if I take a cat, I use an æsthetic, because it may scratch.

જો હું મોટા ભુંડને પ્રયોગ વાસ્તે લઉંતો હું તેને બેભાન કરે તેવીદવા સુંઘાડતો નથી.પણ જો ગોટા કુતરાને લઉતોતેનેહું દવા સું-

ઘાડુંધું કારણકે તે ફરડે અથવા જો બિગાડી લઉંતો તેને પણ દવા સુંઘાડુંધું કારણુકે તે નોરીઆ ભરે" જે પ્રાણીઓ તેને ઇજાકરીશકે તેમને તે દવાનો લાભ મળે છે પણ જો પ્રાણી અનાથ હોય તો તે પ્રાણીની વેદના ઓછી કરવાને દયાનો વિચાર તેમનાં મનમાં આવતો નથી. કાપીને, દઝાડીને, બાળીને, ચામડી ઉતારીને વીજળી લગાડીને, અને ટુંકાણમાં જીજ્ઞાસા, અખ્તરાથી શોધ કરવાનો ચડસ અને શાસ્ત્રીય શોધથી કીર્તી તથા ધનસંપાદન કરવાની ઇચ્છાથી ઉત્તેજન પામેલી રાક્ષમી બુદ્ધિના ઉપયોગથી શોધીકાઢેલી દરેક યુક્તિથી કુતરા બિલાડાં સસલાં ડુક્કરો, દેડકાં વિગેરે અસંખ્ય પ્રાણીઉપર તેઓ પ્રયોગો કરે છે, ઘણીવાર આપણને તેમની તરફથી કહેવામાં આવે છે કે બેભાન કરે એવીદવાથી આ રીતનું ઘાતકીપણું ઓછું થાય છે. પણ જો પ્રયોગ કરનારને એમ જણાય કે અમુક પ્રયોગના વિષયમાં તે દવા અડચણરૂપ છે તો તેના વગર પ્રયોગ કરવાની તેનો તેજ કાયદો રજા આપે છે આટલીછુટ તે દવાના ઉપયોગની નિશ્ચયતાનો નાશ કરે છે અને દરેક પ્રકારના ઘાતકી કાર્યને વાસ્તે દ્વાર ખુલ્લાં કરે છે. ૧૮૭૬ નું રોયલ કમીશન જણાવે છે કે "આ જાતનું કાર્ય તેના સ્વભાવથી દુરૂપયોગ થઇશકે તેવું છે અને પ્રાણીધર્મ ગુણવેત્તા જેવા ઉચ્ચપદવીવાળા મનુષ્યમાં પણ નિર્દયતા માલમ પડે તે નિશંક છે. કેટલાક બિનઅનુભવી વિદ્યાર્થીઓ, શિક્ષક વિના પોતાનાજ ખાનગી ગૃહમાં દવા સુંઘાડયાવિના પ્રાણીઓ ઉપર ઘાતકી ગણું ગુજારવાનું કામ, જેને નિયમસર શાસ્ત્રીય શોધનું નામ આપીશકાય નહી તેવા કાર્યમાટે ઉપાડી લેછે. ડો. હોગ્ટન જેના અભિપ્રાય સાથે કમીશનરો મળતાં આવ્યાં તેનો અભિપ્રાય નીચેપ્રમાણે છે. પ્રયોગ તથા પ્રાણીના દર્શનથી યુવાનના મોટા વર્ગને, ટેવ પાડવાના કાર્યથી ભયસહિત હું પાછો

હદીશ. હું ધારૂંછું કે તેમના ઘણાખરા નિર્દય અને નિષ્ઠુર હૃદયના થશે અને જ્યાં જશે. ત્યાં બેધડક રીતે ફરી ફરીને અખતરાઓ કરશે આથી શાસ્ત્રીય વિદ્યાને કાંઇપણ લાભ મળશે નહી અને જગતમાં યુવાન રાક્ષસોનું મંડળ છુટું ભમશે."

આતો એક સાધારણ નિયમ છે કે નિર્દય કૃત્ય વારંવાર આચરવાથી વ્હેલા અથવા મોડા તેના કાર્યકરનારા નિષ્ઠુરહૃદયના અને નિર્દય બને છે તેઓના સ્વભાવ પશુંવત અધમ બને કૃપાની અને દયા શીતળતાની વૃત્તિ નાશ પામે છે કેટલાક પ્રયોગ કરનારા વિવેક શૂન્ય રીતે જણાવેછે કે તેઓના કાર્ય ઘાતકી નથી કારણકે તે કાર્ય શાસ્ત્રીય વિદ્યાની વૃદ્ધિ અને મનુષ્ય જાતિના ભલાને માટે કરવામાં આવે છે કોઇપણ કાર્ય જ્યાં સુધી નિર્દયતાની વૃત્તિને તૃપ્ત કરવાને ન આવ્યુ હોય ત્યાં સુધી તે ઓના મતપ્રમાણે ઘાતકી ગણી શકાય નહિ જોઆ મત એક વાર સ્વીકારવામાં આવેતો કોઇ પણ સંજોગોમાં નિર્દયતા સિદ્ધ કરી શકાય નહિ કારણકે અમુકકાર્ય કરવામાં નિર્દય થવાનો આશય નહોતો આવો બચાવ લાવી શકાય પણ આતો નિઃસંસય છે કે વિવીશેકસન તે ખરાબઅને ત્રાસ દાયક રીતિ છે અને જેમનુષ્યો અહરનિશ તેનો ઉપયોગ કરેછે અથવા તેનો જુવે છે તેણી નૈતિક અવનતિ થાય છે ન્યાય કરૂણા બુદ્ધિ અને દયા આ સદગુણો ખીલવવા કરતા રોગનુ મટાડવું દુખનુ ઓછુ કરવુ અને જીંદગીને લંબાવવી આ મનુષ્ય જાતને ઓછા અગત્યનાછે ઉપર જણાવેલા સદગુણો વિવીશેકસન સાથે તદન અસંગત છે અને આરીતના વધવાથી આ સદગુણોનો ગુપ્તરીતે અતિશય નાશ થયોછે.

ઉપલીવાતની સત્યતા સાબીત કરવાને હુ કેટલાક પુરાવારજુકરૂછુ કેટલાક વર્ષ ઉપર બર્લીનની પ્રો. ડુબોઇસ રેઇમંડને ( Dabois

Reymond )તેના વિદ્યાર્થીઓમાં નીતીનો અનાચાર વધતા જતો માલુમ પડયો અને આ વધતી આચાર ભ્રષ્ટતા જેણુ કારણ શોધવાને તે અશક્ત હતો તે વાસ્તે તેણે ખુલ્લી રીતે પોતાનો અસંતોષ જણાવ્યો પણ લીપઝીગના પો. ( Follner ) ફોલનેરે સ્પષ્ટ રીતે કહ્યુંકે આચાર ભ્રષ્ટતાનું કારણ પ્રાણી ઉપર અખતરા કરવાની સામાન્ય ટેવ હતી અને જર્મન સરકારને બાબત અરજી કરી હતી પણ તેની વિજ્ઞપ્તિ ઉપર કોઇએ ધ્યાન આપ્યું નહિ ૧૮૮૦મા પ્રોફેસર ( Ruther-ford ) રૂથર્ફોર્ડના એક વિદ્યાર્થીએ તેજ તકરાર ખડી કરી અને સ્કોટીશ લીડર નામના પત્રમાં લખ્યુ કે વિદ્યારથીઓ જીવતા પ્રાણી ઉપર એક અથવા બીજા પ્રકારના પ્રયોગો વારંવારે જોવાથી પાશવ વૃત્તિના થવા માંડે છે અને બીજાના મૃત્યુતથા દુખ ભણી નિષ્ઠુરહૃદયના અને બેફિકરા થાયછે અને રોગી શાળામાં તેમના હાલના કાર્ય વાસો અને ભવિષ્યમાં આવી અસર કારક અરજીઉપર ધ્યાન અપાશે એમ ધારવામા આવ્યુ હતુ પણ કમનશીબે તેના ઉપર કોઇએ લક્ષ આપ્યું નહિ જે મનુષ્યોતે વિવીશેકસંનનો ધંધો કરે છે અને જેઓ તેને જુવે છે તેમના મન ઉપર અનીતિની જેઅસર થાયછે તેનો પુરાવો ૧૮૭૬ ના રોયલ કમીશનના રીપોર્ટમા મોજુદ છે અને પુરાવાની સામે કદાપિ વાંધે લેવામાં આવ્યો નથી. તેઓ પોતેજ કબુલ કરેછે તેમ પ્રાણીઓ ઉપર પ્રયોગ કરનારા બીજાના દુખભણી નિષ્ઠુર હૃદયના અને બે ફીકરા થાય તેમા કાંઇ પણ આશ્ચર્ય વિચારો યુરોપના વિદ્વાન અને ધનવાન વર્ગમાં ફેલાવા પામે તે સખેદ આશ્ચર્ય ઉત્પન કરેછે આ લોકમાં એપ્રશ્નની નીતિનીબાજુ જરાપણ ધ્યાનમાં લેવામાં આવતી નથી અને મનુષ્યજાતિને આરીતે પ્રયોગ કરવાથી જે ફાયદા થાય છેઅને ભવિષ્યમા થશે એમ કહેવામાં આવે છે દ ફાયદા

શિવાય બીજી કોઇ પણ વસ્તુને લક્ષ આપવા લાયક તેઓ ગણુતા નથી પણ આવા વિચારો દળાળુ હૃદયના અને સામાન્ય વિવેક બુદ્ધિવાળા સાધારણ મનુષ્યોમાં ફેલાય તે ખરેખર ભીતી દાયક છે.

છેલ્લાં વીશ અથવા ત્રીશવર્ષમાં થયેલા વિવીસેક સનમોટા વધારાને હું મનુષ્ય જાતને ભયરૂપ ગણુછું, કારણકે ગેરવાજબી અને નિર્દયરીતે જીવતાં મનુષ્ય ઉપર પ્રયોગ કરવાને તેઓ દોરાશે એને ખરે ખર કેટલીક રીતે દોરાઆ પણ છે. મનુષ્ય ઉપર પ્રયોગ કરવાં તે કાંઇ નવાઇ નથી. પૂર્વકાળમાં પણ તેનો ઘણો ઉપયોગ થતો હતો. અમેરીકામાં ઓહીઓ ( Ohio ) રાજ્યની ધારા સભામા થોડાજ વર્ષપર દેહાંત દંડની શિક્ષા પામેલા મનુષ્ય ઉપર પ્રયોગ કરવાનો નિયમ પ્રસાર કરવાને પ્રયત્ન કરવામાં આવ્યો હતો. અહીંયા એક બાબત ધ્યાનમાં રાખવા જેવી છે કે જે કારણથી પ્રાણી ઉપર અખ્તરા કરવાની રીતની આપણે સામા થઇએ તેનાતેજ કારણસર તે કાયદો પસાર કરવાની ખાશ અગત્યતા બતાવવા માં આવી હતી અને તે કારણ એ હતું કે પ્રાણીઓ ઉપર કરેલા પ્રયોગો ખોટે રસ્તે દોરનારા અથવા તો નિરર્થક છે. અને જો ખરી રીતે ઉપયોગી જ્ઞાન મેળવવું હોયતો પ્રાણી ઉપર નહિ પણ જીવતાં મનુષ્ય ઉપર પ્રયોગ કરવા જરૂરના છે. વીવીશેકશન ને સહન કરવાથી જનમંડળઉપર ઝઝુમી રહેલા એક અણધારેલ ભયને આબનાવ આપણી આગળ ખુલ્લો કરે છે. અને તે ભય એછે કે મનુષ્ય પ્રાણીને પણ કાયદાની સંમતિથી વ્હેલા અથવા મોડા વિવીશેકસને આધીન થવું પડે.

જો આવા નિર્દય કાર્યને એકવાર પણ જવાદેવામાં આવે તો તેઓ ગરીબ ગાંડા મનુષ્ય અને દવાશાળામાં રાખેલા દર્દીઓ ઉપર

પ્રયોગ કરતા અચકાશે નહી. થોડા સમયમાં કોઇપણ ગરીબ અને નિરાધાર મનુષ્ય નિર્ભય રહેશે નહી અને છેવટ સઘળા વર્ગના મનુષ્ય આ ત્રાસદાયક ભયને પાત્ર થશે.

રોગીશાળામાં રાખેલા દર્દીઓ ઉપર યુરોપ અને અમેરીકામાં થોડા વર્ષથી પ્રયોગો કરવામાં આવે છે આ વાતથી ભાગ્યેજ કોઈ અજાણ હશે. જો આ વિષયમાં કોઇને પણ શંકા હોય તો તે દુર કરવાનેનીચે જણાવેલા દ્રષ્ટાંતો બસ થશે, ૧૮૯૭ ના જુલાઈ માસના જોન હોપસ્કીન રોગીશાળાના પત્રમાં "કંઠમાળના કોમળ અસ્થિની બનાવટથી ઝેર આપવા વિશે" એનામનો લેખ પ્રગટ થયો હતો જેમાં લેખક જણાવે છે કે બાલ્ટીમોર શહેરના ઉન્માદી રોગ્ય ભવનના આઠ ગાંડા મનુષ્ય ઉપર તે બનાવટથી પ્રયોગ કર્યા હતા, અને તેમાંનો એક તે પ્રયોગથી નાશ પામ્યો હતો, ઇ. સ. ૧૮૯૬ ના અગષ્ટની ૬ ઠી અને ૧૩ મી તારીખના બોસ્ટનના "મેડીકલ અને સરજીકલ" પત્રમાં ડો. એ. એચ વેન્ટવર્થ બરડાની નળીમાં કાણા પાડીને બાલકો પર કેટલાક અખ્તરા કર્યાનું વર્ણન કરે છે. આ પ્રયોગોમાં વ્યાધિ નિવારણ ઔષધના અભાવે તરતજ ઘણા છોકરાઓ મરણ પામ્યા હતાં. ઇ. સ, ૧૮૯૯ માં ( Deutsche Voeksllatl ) ડયુંરચે વોલ્કસ બ્લેટ વીએના હોસ્પીટાલ સામે અજબ તરેહનો આરોપ મુકયો હતો કે અખ્તરાની ખાતરજ ઘણા દરદીઓપર અનુપયોગી અખતરા અજમાવવામા આવ્યા હતા રોગના જંતુઓ એંસી છોકરાના શરીરમાં દાખલ કરવામાં આવ્યા હતા અને જણાવવામાં આવ્યું હતું કે માતાઓની બાબતમાં પણ તેમ કરવામાં આવ્યું હતું અને તેથી ભયંકર રોગ સહિત બાલકો જન્મ પામ્યાં હતાં. આવા

પ્રયોગો કરવાથી મનુષ્યના હૃદય એટલા નિષ્ઠુર થતા જાય છે અને તેનો ચડશ એટલો વધતો જાય છે કે ડોલુન્ડે પોતાનાજ છોકરા ઉપર કેટલા પ્રયોગો અજમાવ્યા હતા.

ઇ. સ. ૧૮૯૯ ના જુનના "મેડીકલબ્રીફ" પત્રમાં "યુરોપખંડના વૈદ્યોના નિર્દયકાર્ય" એ વિષયના લેખમાં તે પત્રના અધિપતીએ મનુષ્ય ઉપરના પ્રયોગ કરવાની રીતને સખ્ત રીતે ધિક્કારીને તે લેખની સમાપ્તિ આ પ્રમાણે કરી હતી.

"બાલકો અને સ્ત્રીઓના અનાથ શરીરમાં જે ડોકટરો શાંત રીતે પ્રાણનાશક ઝેરી દવા દાખલ કરે છે તેઓની માનસિક વૃત્તિઓનો વિચાર કરવો તે ખરેખર ત્રાસદાયક છે. આવો મનુષ્ય હરદયની નિષ્ઠુરતામાં નિર્દય તુર્કના સરખો છે, અને ઔષધના પવિત્ર નામને કલંકિત કરેછે. જો આ શબ્દો તેને ત્રાસ ઉપજાવી ડામ દેઇ તેના મનને તેના અપરાધના ઉગ્ર સ્વરૂપનું કાંઇ પણ ભાન કરાવવાને સમર્થ હોય તો આ શબ્દોનો નિરંતર ઉચ્ચાર કરવો તે એંગ્લોસકસન ડોકટરોની ફરજ છે."

જીવતાં પ્રાણી ઉપર પ્રયોગ કરવાની ટેવથી આવા ભયંકર અને ત્રાસદાયક કેટલાક પરિણામો ઉપજ્યાં છે વીવીશેકસન મનુષ્યને નિર્દય અને અનીતિ વાન બનાવે છે તે બતાવવાને ઉપલા દ્રષ્ટાંતો નિ:સંશય સાક્ષીતારૂપ છે. તે રીતે આખરે મનુષ્યને નીતિભાવનાથી વિમુખ બનાવે છે અને તેના ભક્તોને નિષ્ઠુર હૃદયના અને મનુષ્ય તથા પ્રાણીવર્ગના દુ:ખ ॥ બેપરવા રાખનારા કરેછે. અને જો તેઓની હીંમત ચાલે તો આવા મનુષ્યો જીવતા મનુષ્યોને કાપવાને પણ તૈયાર થશે. કાયદો અને જન સમુદાયનો મત તેમને તે કાર્ય કરતાં હમણાં અ-

ટકાવે છે. **દરદીના—પુરૂષ યા સ્ત્રી—ફાયદા શિવાયેના બીજા કોઇપણ કારણથી દવા પાવી નહિ તેમજ તેના ઉપર પ્રયોગ કરવો નહિ.** **આ સિધાંત અને ફરજના** નિર્ભય ધોરણને એકવાર પણ તજી દેવામાં આવે તો દરદીઓને વાસ્તે કાંઇપણ નિર્ભયતા નથી અનેતેથી ભલે ગરીબ લોકો ઔાષધશાળાપ્રતિ ભય અને શંકાની લાગણીથી જુવે ઉપર કહેલા દ્રષ્ટાંતો અતિશય ખુલી રીતે જણાવે છે કે આવા ઉત્તમ અને યોગ્ય નિયમનું કેટલીબધીવાર ઉલ્લંઘન કરવામાં આવે છે અને તેથી ઔાષધશાળાને જનસમુદાયની દેખરેખ નીચે મુકવી તે કેટલુંક દરદીઓના લાભસારૂ આવસ્યક છે.

મારે અહીંયા જણાવવું જોઇએ કે ઉપર લખેલી ટીકાઓ આ રીતે પ્રયોગ કરવાના ધંધો કરનારને લાગુ પડે છે પણ સર્વ વઇદો ને લાગુ પડતી નથી કારણ કે ધણા વઇદો વિવીશેકસનની વિરૂદ્ધ છે અને જો કદાપિ ધણો ભાગ તેને ઉત્તેજન આપતો હોય તો તે ધંધાની લાગણીને લીધે છે. સાધારણે રીતે વઇદો માયાળુ દયાવાન અને લાગણીવાળા હોય છે તેઓની કીમતી સેવાંનો ધણીવારતો પુરો બદલો મળતો નથી અને કેટલીકવારતો તેઓના દરદીના આભારના અને પ્રીતીના શબ્દોમાંજ બદલાનો સમાવેશ થાય છે. ટુંકમાં વઇદકનો ધંધો કરનારા પુરૂષો જેવા કોઇપણ વર્ગના મનુષ્યો સ્તુતિ પાત્ર અથવા પ્રશંસનીય નથી. પણ પ્રયોગનો ધંધો લઈ બેસનારને તો હું ભયપ્રદ ગણુંછું.

બીજી કોઇ પણ રીતે પ્રાપ્ત ન થઇ શકે તેવું કાંઇપણ ઉપયોગી જ્ઞાન આરીતના પ્રયોગ કરવાથી મળતું નથી. આ બાબત સંબંધી પ્રખ્યાત વિદ્વાન્ અમેરીકન લેખક રાલ્ફ વાલ્ડો ટ્રાઇન લખે છે કે

"જીવતાં પ્રાણીને, કાપવા બાળવા દઝાડવાં ચીરવા અને રીબાવી રીબાવીને મારવાની ,સાધારણ રીતે વિવિશેક્સન નામથી જાણીતી થયેલી રીત મનુષ્યને. ક્રૂર બનાવે છે. આ બાબતનો, તેમજ તેના અનુયાથિઓ તરફથી જણાવેલા મોટા હકકોનો અભ્યાસ કરીને અને જગમાં મોટામાં મોટા પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રીઓના અને સજ્જનોના અભિપ્રાયોને તપાસતાં મારે એવી અનુમાન ઉપર આવવું પડે છે કે આ રીતનો ઉપયોગ કરનારાના હૃદય નિર્દય બને છે તે વાત લક્ષમાં ન લેઇએ તો પણ અનાથ પ્રાણીને રીબાવ્યા અને તેનો ભોગ આપ્યા સિવાય મળી શકે નહિ તેવું ખરા ઉપયોગનું કાંઇપણ જ્ઞાન આ રીતથી પ્રાપ્ત થયું નથી".

ઉપર લખેલી સર્વ બાબતો ઉપરથી વાંચક વર્ગને ખબર તો પડી હશે કે તેમાંથી કાંઇ પણ અત્યુપયોગી જ્ઞાન મળતું નથી. પશુ અને મનુષ્યના શરીર બંધારણમાં ઘણો ફેર છે. અને તેથી પશુનો અમુક રોગ મટાડવાની દવા તેના તે રોગવાળા મનુષ્યને પણ લાભદાયનીવડે કે નહિ તે શંસય યુકત રહે છે. અને તેથી આખરે મનુષ્યો પર પ્રયોગ કરવાં પડે છે. આ રીતે પ્રાણીઓ પરગુજરતા અનેક પ્રકારના સંકટોથી કાંઇ પણ યથેચ્છિત લાભ મળતો નથી. આટલું છતા પણ તે રીતથી શારીરિક વ્યાધિ મટાડવા યોગ્ય જ્ઞાન મળતું હોય તો પણ હજારો નિરપરાધી અને અનાથ પ્રાણીના ભોગે તે જ્ઞાન મેળવવુંએ આર્ય હૃદયતો ના કબુલ કરશે. દયાનિ વરતિ તો આપણને તેના નામથીજ વેગળા રહેવાનું સીખવે છે. તો શું અમુક શારીરિક વેદના મટાડવાને દયાની ઉચ્ચ વૃત્તિ, કે જે વૃત્તિને લીધે સઘળા મહાન પુરૂષો જગતમાં વંદનીય થયા છે. તે વૃત્તિ હૃદયમાંથી કાઢી નાખી

નિષ્ઠુર હૃદયના અને ઘાતકી બનવું ? માટે આ રીત જેમ બને તેમ નાબુદ થાય અને લોકોનાં હૃદય દયાવાન થાય, અને અનાથ પ્રાણી ઉપર ગુજરતું ઘાતકીપણું અટકે ત્યારેજ સુધારાનો સુર્ય પુર્ણકળાએ પ્રકાશતો ગણાય નહી તો આ વીવીશેકશન તેતો સુધારાનું કલંક અને તે દુષણ આર્યાવર્તમાં ન પેશે તે માટે દયાળુ વિચારવંત અને સુજ્ઞ જનોએ પ્રયત્ન કરવાની જરૂર છે.

ખોરાકમાં સુધારો કરવાની હીલચાલને હવે વધારે કોઇ હસી કાઢે તેમ નથી. તેનો વિજય વાવટો ચારે બાજુએ ફરકે તેવો સમય આવે છે. અને સઘળા વિચારવંત અને બુદ્ધિશાળી પુરૂષો તે હીલ-ચાલને સભ્યતાથી માન આપે છે. જે કારણોને લીધે મનુષ્યો વન-સ્પતિનો ખોરાક જીવન વ્યવહારમાં વાપરે છે તેઓને ક્ષણવાર જોઇશું તો ઘણી બાજુએથી તે કારણોતો સિદ્ધાંત જનસમૂહને દર્શાવી શકાય પણ જે તત્વો તે સિદ્ધાંતતો જીવન નિયમ અથવા બીજા શબ્દોમાં કહીએ તો પ્રેમના નિયમની અપેક્ષાએ વીચાર કરે છે તેજ તત્વોનુ બરોબર અવલોકન કરીશું.

આપણા શરીરને સુધારવાને અથવા માનસિક અને નૈતિક ઉન્નતિમાં વીધ્નરૂપ ન થાય તેવું શરીર હોવાને આપણે પ્રાણી વધ કર્યા વગર પ્રાપ્ત કરેલા ખોરાકનો સ્વીકાર કરીએ અને આવા કારણો તે રીતની સત્યતા પ્રતિપાદન કરે છે. પણ આ બાબત કરતાં વધારે ગંભીર અને આકર્ષક વનસ્પતિના ખોરાકના હિમાયતી તરીકે અમારો સિદ્ધાંત આપણી આસપાસ જે સર્વ છે તેના જીવનની ઐકયતા (unity of life) અને એક સર્વમય જીવનના આપણે ભાગ છીએ તેમ જણાવે છે. જો સર્વ જીવતાં પ્રાણીની ઐકયતનો સ્વીકાર

કરીએ તો આપણી આસપાસ રહેલાં સર્વ જીવતાં પ્રાણીને કાંઇ પણ ઇજા કર્યા શિવાય આપણે શીરીતે રહેવું તે પ્રશ્ન એકદમ ખડો થાય છે. જે જગતમાં આપણે રહીએ છીએ તે જગતના દુઃખમાં વધારે કરતાં આપણા જીવનને શી રીતે અટકાવવા એ તે પ્રશ્ન પણ વિચારવો પડે છે પ્રાણી વર્ગમાં મનુષ્યોની માફક સુખ આનંદ અને દુઃખ અનુભવવાની શક્તિ આપણે જોઇએ છીએ. પ્રેમ અને દ્વેષ થી તેમનાપર થતી અસર જોઇએ છીએ. ભય અને આકર્ષણની લાગણીઓની શક્તિ લગભગ આપણને મળતી પ્રાણીવર્ગમાં માલમ પડે છે અને જોકે આપણે બુદ્ધિમાં તેમનાથી ઘણે દરજ્જે ચડીયાતા છીએ તોપણ લાગણીઓની બાબતોમાં આપણો સ્વભાવ પ્રાણીઓના સ્વભાવને મળતો આવે છે જ્યારે તેઓને ભય ઉપજે છે ત્યારે આપણે જાણીએ છે કે જો ભય તે દુઃખ છે. જ્યારે તેઓ ઘાયલ થાય છે ત્યારે તે ઘાથી તેમને દુઃખ થશે અને ધમકી તેમને દુઃખ આપે છે એમ આપણે સમજીએ છીએ

ભય અને માયાંળુતાની અભાવની પ્રાણીઓને લાગણીઓ છે. આવી લાગણીઓ તેમનામાં છે તેથી આપણને તરતજ જણાય છે કે આપણા પ્રાણીવર્ગ સાથના સંબંધને લગતી દરેક દયાળુ અને વિચારવંત પુરૂષને માન્ય કરવા યોગ્ય ફરજ ઉભી થાય છે અને તે એ છે કે પ્રાણી વર્ગ કરતાં આપણે બુદ્ધિમાં વધારે પ્રબળ છીએ માટે આપણે તેમનાપર જુલમ ગુજારનાર અને પીડા કરનાર નહિ પણ તેમના રક્ષણ કર્તા અને મદદગાર થવું જોઇએ અને વળી આપણા જીહ્વાસ્વાદની તૃપ્તિને અર્થે અને આપણા જીવનના મોજ શોખ વધારવાને તેમને ભય અને દુઃખ ઉત્પન્ન કરવાને આપણને કાંઇ પણ હક નથી.

અભેદમય જીવનની આ સૃષ્ટિમાં મનુષ્યે કર્તવ્ય કરવાનું છે જે સર્વે તેનાથી વધારે નિર્બળ તે અથવા તેને સ્વાધીન છે અને જે-ઓને અસર કરવાને તે શક્તિવાન છે તે સર્વ તેના પ્રેમના ચક્રમાં આવે છે અથવા આવવા જોઈએ. જે પ્રાણીઓ આપણી આસપાસ છે અને જેઓ પોતાની જીંદગીથી આપને સહાય કરે છે, અને આપણી સેવાને અર્થે જેઓ પોતાના બળનો ભોગ આપે છે તેઓ એવી પ્રેમની સાંકળની સાથે આપણી સાથે જોડાયા છે કે તે સાંક-ળ તોડવાને દયાશિળતા આપણને મના કરે છે. જો આપણેજ ક-સાઇખાનાની બહુજ દુષ્ટ નિર્દયતાનો દાખલો બેસાડીયે, અને આપણી જીંદગીના પોષણ અર્થે જે પ્રાણીઓનો વધ કરીએ છીએ તેમના સાથે ભ્રાતૃતાનો કાંઈ સંબંધ નથી એમ શીખવીએ તો પ્રાણીઓ ઉ-પર ગુજરાતી નિર્દયતા અટકાવવાનું બીજાઓને શી રીતે કહી શકીએ. તેમજ વળી ગાડીવાનને હળ ખેડનારને અને આપણામાંના પશુપીડા કરનારને શી રીતે સજા કરાવી શકીએ. આ પ્રમાણે પ્રાણી વર્ગ તરફ નજર કરતાં આપણા કર્તવ્યનું ભાન થાય છે, અને આપણને જણાય છે કે તેઓ મનુષ્યના તુરગના ગુલામ થવાને તેમજ તેની મરજી અને ઇચ્છાઓના ભોગ થવાને સરજેલા નથી. પણ તેઓ જીવતાં પ્રાણી છે અને જો કે તેમનામાં આપણા કરતાં ઇશ્વરી જીવન ઓછે દરજ્જે વ્યક્ત છે તોપણ તેજ ઇશ્વરી જીવન તેઓના હ્રદયનું હ્રદય અને તેઓના આત્માનો આત્મા છે.

જો આમજ હોય તો, જો તેઓ તેમના પ્રમાણમા ઇશ્વરી પ્રેમને વ્યક્ત કરતાં હોય તો શું તે વ્યકતતાને દાબવી જોઇએ. તેઓ કરતાં ઉત્તમ મનુષ્યો પાસેથી કેળવણી, દયા અને ઉંન્નતીક્રમમાં સહાય

મેળવવાની જે આશા રાખે છે તેમને બદલે તેમની પાસેથી શું નીર્દયતા અને મોત મળવું જોઇએ, અને આ પ્રમાણે શું તેમના ઉન્નતીક્રમને અટકાવવો જોઇએ. કારણ કે પ્રાણી વર્ગ મનુષ્યની રક્ષણકરની બુધ્ધિની છાયા નીચે ઉન્નતી પામે છે. ઘોડો, બળદ, કુતરો હાથી અને જુદા જુદા દેશોમાં જે જે પ્રાણી આપણી આસપાસ હોય તેઓ જેમ જેમ તેઓના વડીલ બંધુઓ–પુરૂષો અને સ્ત્રીઓના માયાળુ સબંધમાં આવે છે તેમ તેમ તેઓની વધતી જતી બુધ્ધિ ખીલે છે. તેઓ પ્રેમથી અને વધતી જતી બુધ્ધિથી આપણા પ્રેમનો જવાબ આપતાં જણાય છે અને આપણને અનુભવ થતો જાય છે કે તેમને આપણી સાથના કામ કરનાર બનાવીને તે ઉન્નતીને કેળવવાની અને સહાય આપવાની તેમજ મનુષ્યના સહવાસથી તેઓની બુધ્ધિ ખીલવવાની આપણી ફરજ છે પણ જેથી તેમની અને આપણી વચ્ચે રૂધીરનો પ્રવાહ ચાલે તેવી રીતે તેમનો વધ કરવાનો આપણો ધર્મ નથી.

મનુષ્ય જ્યારે જંગલમાં થઇને જાય ત્યારે જે માર્ગે તે ચાલ્યો હોય તે માર્ગમાં નાશ, દુઃખ અને ભયંકર નુકશાન ઉત્પન્ન કરવો નહી. આપણે તો સૃષ્ટિને રમણીય બનાવનાર થવું જોઇએ પણ જ્યાં જ્યાં મનુષ્ય જાય છે ત્યાં ત્યાં તેની સાથે ભય આવ્યાજ કરે છે જ્યાં મનુષ્યે કોઇપણ વખતે પગ ન દીધો હોય તેવા દ્વીપમાં જ્યારે મનુષ્યો જાય છે ત્યારે જીવતા પ્રાણીનો આ નવો આકાર શું છે તે શોધ કરવાની ઇચ્છાવાળા જીજ્ઞાસુ જંગલી પ્રાણીઓ તે વિચિત્ર પ્રાણી મનુષ્યની આસપાસ વીંટલાય છે. અને ખલાસીઓ આપણને જણાવે છે કે જ્યારે આ પ્રાણીઓ અજ્ઞાનથી તેમની તરફ વિશ્વાસથી એકઠા થાય છે, અને તેમની નજીક આવે છે ત્યારે દરેક બાજુથી તેમને

મારવામાં આવે છે, ભયંકર શસ્ત્રોથી તેમનાપર ઘા કરવામાં આવે છે તેમની ચામડી અને તેમના પીંછા ઉતારી લેવામાં આવે છે અને આ પ્રમાણે નિરર્થક વધ કરીને ત્યાં કોઇની સંભાળ વિના તેમને ફેંકી દેવામાં આવે છે.

મનુષ્યની નિર્દયતાના અને ઘાતકીપણાંના તેઓ લોહી વહેતા સાક્ષીઓ છે. અને વારંવાર પ્રાણીઓ પ્રત્યે આવી ક્રૂર રીતે આચરવાથી તેમનામાં ભયની વૃત્તિ ઉત્પન્ન થાય છે. તેથી જ્યારે આપણે જંગલમાં અથવા ખેતરમાં જઇએ છીએ ત્યારે તે જંગલના રમણીય પશુ પંખીઓ આપણા પગનો અવાજ સાંભળતાજ આપણી પાસેથી નાસીજાય છે.અને મનુષ્યજાતિની તારીખમાં સેંટફ્રેન્સીસ ઓફ એસીસીના જેવા દયાવાન અને અણહદ પ્રેમવાળા યોગી જ્યારે જન્મે છે ત્યારે મનુષ્યે પશુ તરફ કેમ આદરવું જોઇએ, મનુષ્ય પોતાના નાના ભાઇઓ સાથે કેવી રીતે વર્તે તેનો દષ્ટાંત આપણને જણાય છે જે પક્ષીઓ બીજા મનુષ્યો પ્રતિ ઉદ્ધત હોય છે તેઓ પણ તેની ભણી ઉડશે અને તેના ખભાપર બેશસે અને તે મનુષ્યની અંદરથી નીકળતા પ્રેમનો પ્રવાહને અનુભવીને જેવી રીતે નિરપરાધી પ્રાણીઓ પરસ્પર વિશ્વાસ રાખે છે તેવી રીતે તેનાપર વિશ્વાસ રાખે છે આ પ્રમાણે ખોરાકને સુધારવાની યોજનામાં આપણે પ્રેમનો અથવા વિશ્વાત્માની આપણી ખરી સ્થિતિના અનુભવનો આશ્રય લેઇ શકીએ આપણું શરીર શુદ્ધ પરમાણુઓનુ બને તે માટે નહિ, આપણા આત્મા અને મનને કામ કરવાનું સારૂ સાધન મળે તે માટે નહિ પણ દરેક બાજુએ આપણે જગત પ્રતિ ઇશ્વરી પ્રેમની શુદ્ધ પ્રનાલીકાઓ થઇએ તે માટે શુદ્ધ ખોરાક લેવો જોઇએ. મનુષ્યત્વે આ

કારણને લીધેજ હું અન્નાહારી છું અને મારી આસપાસ વસતાં કોઇ પણ જીવતાં પ્રાણીનો નિરર્થક હું નાશ કરીશ નહિ.

આને લગતો એક બીજો વિચાર પણ ધ્યાનમાં રાખવા લાયક છે આપણી આપણા જાતિ ભાઇઓ પ્રત્યે શી ફરજ છે, અને અહીંયા ખાસ રીતે હું સ્ત્રી જાતિને અરજ કરૂં છું કારણ કે તેઓ જનસમાજમાં સુધારાના નમ્રતા દયા માયાળુતા અને શુદ્ધતાના ધોરણરૂપ ગણવામાં આવે છે. પણ મનુષ્ય ખાઇ શકે નહિ ધારો કે જે પ્રાણીના શરીરનું ભોજન કરવાને તેઓ ખુશી છે તેજ પ્રાણીને તેઓએ મારી નાંખવાનું હોય તો સોમાં એવી એક પણ સ્ત્રી નીકળશે કે જે કસાઇખાનામાં બળદ, વાછરડાં ઘેટાં અથવા ડુક્કરોા કતલ કરવાને જાય. સો સ્ત્રીઓમાં એવી એક પણ હશે કે જે તે કામ થતું જોઇને પાછી નહિ હઠે જે ઘુંટણ સુધી લોહીમાં ઉભી રહેતા અને પ્રાણીના વધ પછી ત્યાં પડેલા મૃતશરીર (મુડદાં)ને જોઇને ભયભ્રાન્ત નહિ થાય. પણ જો આપણે તે કાર્ય કરીએ નહિ અથવા બીજાને તે કામ કરતા જોઇ શકીએ નહિ. જો આપણે એટલા સુધરેલા હાઇએ કે આપણા શરીરને તે ખોરાક પુરો પાડનાર કસાઇને અટકવા દઇએ નહિ, જો આપણને એમ લાગે કે તેઓ તેમના વ્યાપારથી એવા નીચ થાય છે કે જે લોહીથી તેઓ નિરંતર ખરડાવા જોઇએ. તે લોહીના સ્પર્શથી તેઓના શરીર પણ સુગ ઉપજાવે તેવા થાય છે. અને આવા સ્પર્શથી અનિવાર્યરીતે ઉત્પન્ન થતી શરીરની અધમતાનો જો આપણને ખ્યાલ આવતો હોય તો બીજાને અધમ બનાવીને, અને બીજાની અધમતાથી નિપજેલું ફળ આપણે ભોગવીએ, તે માટે બીજાએ અધમ થવું જોઇએ એવી ઇચ્છા રાખીને શું આપણે શુદ્ધ કહેવાઇએ ?

આપણે ખુલ્લી રીતે તેમાં ભાગ લેતા નથી તે ઉપરથી તે વ્યાપારના અધમ બનાવનાર પરિણામથી આપણે મુકત નથી.

આ વિષય સંબંધી વિવેચન કરતાં મીસીઝ એનીબીસીટ જણાવે છે કે તેઓ થોડા વર્ષ ઉપરજ દુનિયાના મોટામાં મોટા કતલખાનાં ચિકાગો ગયા હતા ત્યાં હજારો અનાથ પ્રાણીઓનો સવારથી તે મોડીરાત સુધી મારવાના કામમાં લાગેલા કતલ કરનારાના વર્ગને તેમના જાતિ ભાઇઓના વર્ગ કરતાં તદ્દન નિરાળો ગુણવામાં આવે છે. સિપાઇઓ તે વર્ગને જન સમુદાયના ભારેમાં ભારે ભય કર ગણે છે. જોર જુલમના ઘણા અપરાધો તેઓ કરતા જણાય છે અને છરો તેઓ સહેજ વાતમાં વાપરી દે છે. એક દીવસ તેઓ એક અમલદારની સાથે આ બાબત ઉપર વાતચિત કરતાં હતાં, અને ખુનના તેમજ છરાવતી થયેલા ઘણા અપરાધો મનુષ્ય જાતિનના અમુક વર્ગેજ કર્યાં હશે એવું નિશ્ચયતાથી તમે શી રીતે કહી શકો છો તેમ તે અમલદારને પુછ્યું. અમલદારનો જવાબ જોકે ત્રાસદાયક હતો; તો પણ અર્થસૂચક હતો. તેણે કહ્યું “કતલખાનામાં તેઓ છરાનો એક ખાસ મરોડ વાપરતાં શીખે છે. કારણ કે યંત્રથી તેમની પાસે આવતાં જીવતાં પ્રાણીઓની તેઓને ગરદન કાપવી પડે છે. અને ચિકાગોની વસ્તીમાં છરાથી થયેલા ઘણા અપરાધોનું તે મુઠીના મરોડ ખાસ લક્ષણ હોય છે” તગને ખરેખર ભયપ્રદ તેમજ અર્થસુચક જણાયું જેવ્યાપારથી મનુષ્યો સહજ વાતમાં છરાનો ઉપયોગ કરવાને દોરાય છે અને જે વ્યાપાર ખાસ રીતે તેમને અધમ મનુષ્યોમાં પશુ સમાન બનાવે છે. તે ધંધામાં બીજાને નાખવાના આપણને શો હક છે. નિરંતર લોહી જોવાથી તેમજ સુંઘવાથી તેઓનો સંપૂર્ણ સ્વભાવ અધમ બને છે. હજારો પ્રાણીઓને મારવાની ટેવ પડવાથી જીવતાં પ્રાણી પ્રત્યે તેમને જરા પણ માન રહેતું નથી. તેમની આ-

સપાસ દુઃખ જોવાથી તેઓ બુઠ્ઠી લાગણીવાળા થાય છે. દુઃખ દેવાની ટેવ પડવાથી દુઃખ જોવાથી તેમને જરા પણ મનમાં લાગતું નથી. ઝડપથી મારવાની ટેવ પડેલી તેથી તેમજ પ્રાણી પુરેપુરૂં મરી જાય તે પહેલાં પણ તેની ચામડી ઉતારતા હોવાથી તેઓના જ્ઞાનતંતુ અધમ, સખ્ત અને પશુવત્ બને છે અને તેઓ ખરેખર મનુષ્ય નથી. કારણ કે તેઓ પ્રાણીઓની કતલ કરે છે અને તેમને અધમ બનાવવામાં દરેક મનુષ્ય જે માંસ, ખાય છે તેનો ભાગ છે તેઓ જે પુરૂં પાડે છે તેનો ઉપયોગ કરનાર પોતાના જાતિ ભાઇઓની અધમતાના વાસ્તે અપરાધી છે. જે મનુષ્યો પ્રાણી વર્ગમાં આપણા જેવોજ આત્મા રહેલો છે તેમ માને છે તેમને વાસ્તે તો દયા કરવાના, અને પ્રાણી વધ ઉત્પન્ન થયેલ માંસનો ખોરાક નહિ ખાવાના સબળ કારણો છે પણ જો અજ્ઞાનતાથી પશુઓમાં તમારા જેવી જીંદગી નથી તેમ તમે માનતા હોતો હું તમને પશુઓના નામથી આજીજીન કરૂં તો પણ મનુષ્ય જાતિની ભ્રાતૃતાના નામથી હું તમને વિનંતી કરૂં છું. તમારા જાતિભાઇઓ પ્રત્યેની તેમજ તમારી પ્રજા જેનો અમુક ભાગ કતલ કરનારાના છોકરાઓના થશે તે પ્રજા પ્રત્યેની ફરજો હું યાદ દેવરાવું છું. મનુષ્ય જાતિને અધમ નહિ પણ ઉચ્ચ, પશુવત્ નહિ પણ દૈવી, અશુદ્ધ નહિ પણ શુદ્ધ બનાવવાની પુરૂષો અને સ્ત્રીઓ તરીકેની તમારી ફરજો સ્વીકારવાને હું તમને જણાવું છું. અને તેટલા વાસ્તે મનુષ્યજાતિની ભ્રાતૃતાના નામથી હું તમને વિનંતી કરૂ છું કે તમે તમારો ખોરાક લોહીના ડાઘથી અને તમારૂં અંતઃકરણ તમારા જાતિભાઇઓની અધમતાથી મુક્ત રાખશો. **Ajax.**

**સમાપ્ત.**

# જાહેર ખબર.

સર્વ જાતના કાચા તથા પાકા રંગો મંગ
ઠક્કર ભાણજીભાઈ તુલશીદાસને ત્યાંથી કેરી છાપમાં
જાતનાં રંગો કિફાયત ભાવે વેચાતા મલશે. નમુને
વાને મફત છે. ખુશીથી ભાવની અજમાયસ કરો
જરા તસ્દી લેશો તો રંગવાની માહીતી વગર લવાજમ.

વડગાદી મુંબાઇ.

---

ળા ડાકટર ભવાનજી કરમશીની બના-
હરદોની દેશી તથા ઇંગ્રેજી દવાઓ
અમારે ત્યાંથી રોકડિ કિંમતે મ-
સારૂ કમીશન આપવામાં આવશે.
મા વિગેરે હરેક જાતના તાવને
. કિંમત રૂ. ૧—૦—૦
ડબી. ૧. રૂ. ૦—૪—૦
ડબી ૧. રૂ. ૦—૩—૦
ફક્ત એક બે વાર લગા-

૧ રૂ. ૧-૦-૦ ધાતુ પુષ્ટી.

૨ મુળજી ગંગારામ.